# ગણિત માળા.

## (પ્રવેશક ભાગ.)

## અંકગણિત.

(બાંળ [illegible]ાથી.)

# ગ ણિ ત મા ળા.

( પ્રવેશક ભાગ. )

# અંકગણિત.

( બાળ પોથી. )



જાલભાઇ દોરાબજી ભરડા, બી. એ.,

ભરડા ન્યુ હાઈ સ્કુલના મરહુમ જોઇન્ટ પ્રીન્સીપલ.

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ
કૅપટન પ્રિતીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ,
મુંબઇમાં મી૦ મેહરજી બેહરામજી મીઠાઇવાલાએ છાપ્યું
છે, અને મીસ ખોરશેદ જાલભાઇ ભરડાએ
ખંબાલા હીલ, મુંબઈ મધે
પ્રસિદ્ધ કીધું છે.

# પ્રસ્તાવના.

——:o:——

આપણી શાળાઓમાં અંકગણિત શીખવવાની ચાલતી રૂઢીઓ ત્રણ વર્ગમાં વ્હેંચી શકાય.

૧. પહેલી રૂઢી અમુક દાખલા કરવામાં શા નિયમો અને રીતીઓ વપરાય છે તે છોકરાને કહી તે પરથી તેમને દાખલા કરવાની ટેવ પાડવી એ છે. આ રૂઢીથી શિક્ષકને થોડો શ્રમ પડે એમ હોય પણ શિષ્યની વિચારશક્તિને તેથી બહુ લાભ થતો નથી.

૨. બીજી રૂઢી એ છે કે દાખલા કરવામાં જે નિયમો અને રીતીઓ વપરાય તેટલુંજ નહીં શીખવતાં એ નિયમો ને રીતીઓનાં વાસ્તવિક કારણો શિષ્યોને સ્પષ્ઠ સમજાવવાં.

૩. ત્રીજી રૂઢી એ છે કે કોઇપણ વિષયના શિક્ષણ માટે જોઇતા નિયમો શિક્ષકે પોતે પહેલાં કહી નહીં જવા; પણ શિષ્યોએ જે જ્ઞાન મેળવ્યું હોય તે કામે લગાડી તેઓએ પોતેજ જોઇતા નિયમો ને રીતીઓ શોધી કાઢી તેમને કામે લગાડતાં શિક્ષકની ઘટિત સહાય વડે શીખવવું.

છોકરાંની મનશક્તિ ખીલવાના નિયમો શા છે એ વિષયનો જેઓએ અભ્યાસ કર્યો છે તેમને આ ત્રીજી રીતી સર્વોતમ જણાય છે. યુરોપ અને અમેરીકાની સુધરેલી શાળાઓમાં સઘળા વિષયો શીખવવામાં એજ રૂઢી પ્રસાર પામી છે. એ રીતી પ્રમાણે શીખવતા શિક્ષકે પોતાના વિષયનો સંભાળથી અભ્યાસ કરી તેપર મનન કરવામાં વખત લગાડવો પડે છે તે અને એવાજ બીજા ઘટિત સાધનોની ગેરહાજરીમાં આ રૂઢી આપણી શાળાઓમાં ઘણો પ્રસાર કરી શકી નથી.

આ રૂઢી પ્રમાણે નિશાળના નીચેના વર્ગોમાં અંકગણિતનાં નમુના-પાઠો ( model lessons ) આપતાં મને લાગ્યું કે શિક્ષક તેમજ શિષ્ય બંનેને ઉપયોગી થઇ પડે એવી આ ધોરણપર લખાયલી ચોપડીઓની ખોટ છે તે ખોટ યથાશક્તિ પૂરી પાડવા ઠરાવ કર્યા પછી ત્રણ વર્ષ ઉપર મેં "અપુર્ણાંક" પર એક ચોપડી બહાર પાડી હતી. ત્યાર પછી અવકાશ મળવે આ "બાળપોથી" બહાર પાડવા બની શકયું છે. આ "બાળપોથી"ના એક બે પ્રકરણોમાં કેન્ટનીખના જર્મન પુસ્તકોની થોડી સહાય લીધી છે.

નિશાળમાં શીખવાનું શરૂ કરતાં છોકરાંઓને પહેલાં ત્રણ વર્ષ સુધી અંકગણિતના મૂળ નિયમોનો જેટલો અભ્યાસ જોઇએ એટલો આ "બાળપોથી" માં સમાવવામાં આવ્યો છે.

## શિક્ષકને સૂચના.

આ ચોપડીમાંનો કોઇ પણ વિષય વર્ગમાં શીખવવા પહેલાં શિક્ષકે "પાઠ" એ મથાળા હેઠે આપેલા સૂચકપ્રશ્નોનો સંભાળથી અભ્યાસ કરવો. પછી વર્ગમાં ચોપડી ઉઘાડવા દીધા વગર, સળીઓ, કોડી, સોનેન્શાઇનના એરીથમોમીટરના દાખડા અને એવાં બીજાં સાધનો કામે લગાડી પ્રશ્નો પુછી શિષ્યો પાસે ધીમે ધીમે જોઇતા નિયમો શોધી કઢાવવા, અને તેને લાગુ પડતા દાખલાઓ મોઢેથી કરવાને સહાય થવું. શિક્ષકને જ્યારે જણાય કે આપેલો વિષય વિદ્યાર્થિઓ કરી શકયા છે ત્યારે તેમને ચોપડી ઉઘાડવા કહી "પાઠ" માં પુછેલા પ્રશ્નોના ઉત્તર કહી જવા કહેવું. ત્યાર પછી મોંઢેના દાખલા અને તે પછી લખીત દાખલા લેવા.

આ ચોપડીમાં જ્યાં "લખીત" એમ છાપ્યું ન હોય ત્યાં સઘળા દાખલા મોંઢેથીજ કરવાના છે. પોતાને યોગ્ય જણાય તેવા પ્રશ્નો તથા દાખલા જોડવા અને માત્ર ચોપડી પરજ આધાર નહીં રાખવો એ તો દરેક શિક્ષક અવશ્ય સમજે છે. આ ચોપડી વિદ્યાર્થિના ઉપયોગ માટે હોવાથી દાખલાના જવાબ એમાં આપ્યા નથી.

એક વેળા એક વિષય વિધ્યાર્થીઓ પાકો સમજ્યા કે તે તેમને થોડા વખત પછી યાદજ રહેશે એમ ધારવું અનુભવ તેમજ માણુસ-શાસ્ત્રના નિયમોથી ઉલટું છે, માટે શિક્ષકે વર્ગમાં તેમજ આગલા વર્ગોમાં ચાલી ગયલા ભાગો પાછા ને પાછા જુદી જુદી રીતે છોકરાઓ પાસે અવશ્ય કરાવવા જોઇએ.

આ ચોપડીમાં કાંઇ પણ ભુલ હોય તે ઉપર તથા બીજી કોઇ પણ જાતની સૂચના ઉપર આ રચનારનું ધ્યાન ખેંચવામાં આવશે તો આભાર થશે.

જા૦ દો૦ ભ૦

માર્ચ, ૧૯૦૬.

# સાંકળીઉં.

—:o:—

પાનું.

સાંકળીઉં.





## દશાકૃતિ.


૧
ગોળો
ચશ્મો.
૨
ત્રિકોણ.
૩


૪
ચોરસ.
૫
પાંચઆંગળાં.
૬
છબ્બાજુનો ઘન.


સાત વારોનું ચક્ર.
રવ
સોમ
મંગળ
બુધ
ગુરુ
શુક્ર
શનિ
૭
૮
આઠ કકડાનો ઈકાર.
નવઘનની ઘોડી.
૯


દશાક કાઠી.
૧૦

# ગણિતમાળા—બાળપોથી.



## પ્રકરણ ૧.

( એકથી દશ સુધી સંખ્યા ગણત્રી; + ,−,=નિશાનીની સમજ.)

### પાઠ ૧.

પહેલા દશ છોકરાઓ ઉભા થાઓ.

જમશેદ, અહીં આવો ને દશ છોકરા ઉભા છે તેને એક, બે, ત્રણ એ રીતે મોટે બોલી ગણી જાઓ.

હરીદાસ, આ ટેબલ આગળ આવો ને તે ઉપર લાકડાંની સળીઓનો ઢગલો છે તેમાંથી એક સળી લો.

રૂસ્તમ, હરીદાસના હાથમાં શું છે ? આખો જવાબ આપો.

વર્ગના સઘળા છોકરાઓ પોતાની સ્લેટપર હરીદાસના હાથમાં જેટલી સળી છે તેટલા કાપા પાડો.

તમારી સ્લેટપર કેટલા કાપા પાડયા ? સઘળા સાથે જવાબ દો.

( એક )

હરીદાસ, તમે સળી મુકી દો ને તમારી જગ્યાએ જઇ તમે પણ સ્લેટપર એક કાપો પાડો.

રૂસ્તમ, તમે અહીંયા આવો. એક સળી લો, કેટલી સળી લીધી ? હવે એની જોડે એક બીજી લઇ સાથે પકડો.

હવે રૂસ્તમના હાથમાં કેટલી સળી છે ? એક સળી જોડે બીજી કેટલી લો તો બે થાય ?

તમારી સ્લેટપર એક કાપો પાડેલો છે તેને બદલે બે કાપા પાડો. અગાઉ એક હતો તેમાં કેટલા કાપા વધારે પાડયા ?

એકને બીજો એક મળી કેટલા થાય ? એક ચોપડી તમારી અને એક મારી તો કેટલી ચોપડી થઇ ?

એક ને એક કેટલા તે સઘળા જવાબ આપો.

તમારી સ્લેટપર અગાઉ કેટલા કાપા હતા, હવડાં કેટલા છે?

નુરૂદીન, તમે ટેબલ આગળ આવી બે સળી લો. નુરૂદીનના હાથમાં કેટલી સળી છે, છોકરાઓ? બીજી એક સળી લઇ જોડે પકડો. છોકરાઓ, હવે બધી મળી કેટલી સળી થઇ? બેમાં કેટલા વધારો તો ત્રણ થાય? બે ને એક શું? ત્રણ કાપા પાડો.

એક, બે, ત્રણ એમ સઘળા સાથે બોલો.

ત્રણ સળીમાં બીજી એક સળી મુકો. હવે કેટલી થઈ? તમારી સ્લેટ પર જે કાપા હોય તે ભુસી નાખી નવા ત્રણ કાપા પાડો. તેમાં કેટલા વધારે પાડશો તો ચાર થશે? ત્રણ ને એક? બે ને એક? એક ને એક?

ચાર કાપા સ્લેટપર પાડો. બીજો એક વધારે પાડો. હવે કેટલા થયા? કેટલા ને એક પાંચ? પાંચમાંથી એક કાપો ભુસી નાંખો, શું રહ્યું?

એકથી પાંચ સુધી સંખ્યા બોલી જાઓ.

પાંચ કાપા પાડો, તેમાં એક કાપો વધારો, હવે કેટલા થયા? પાંચ ને એક? એજ પ્રમાણે છ કાપામાં એક ઉમેરો, સાતમાં એક ઉમેરો, આઠમાં એક ઉમેરો, નવમાં એક ઉમેરો.

એકથી દસ સુધી સુલટા અને ઉલટા બોલી જાઓ.

(૧) **દાખલા ૧.**



ઉપલી લીટીઓમાં દરેકમાં કેટલાં શુન્ય, અને કાપાઓ છે તે એક, બે, ત્રણ એમ ઉતરતા ગણો. પછી નીચેની લીટીથી ગણતા ઉપર જાઓ.

(૨) નીચેની દરેક લીટીમાં કેટલાં શુન્ય, કાપા કે ચોકડીઓ છે તે કહો.

| | | |
|---|---|---|
| ● ● ● | \| \| \| \| \| | ✠ ✠ ✠ ✠ |
| ● ● ● ● ● ● | \| \| | ✠ ✠ ✠ |
| ● ● ● ● | \| \| \| \| | ✠ ✠ ✠ ✠ ✠ ✠ |
| ● ● | \| \| \| \| \| \| \| \| | ✠ ✠ ✠ ✠ ✠ ✠ ✠ |
| ● ● ● ● ● ● ● | \| \| \| \| \| \| \| \| \| \| | ✠ ✠ ✠ ✠ |
| ● ● ● ● ● | \| \| \| | ✠ ✠ ✠ ✠ ✠ |
| ● | \| | ✠ ✠ ✠ ✠ ✠ ✠ ✠ |
| ● ● ● ● ● ● ● | \| \| \| \| \| \| | |

(૩) એક, બે, ત્રણ એમ દશ સુધી આંક બોલી જાઓ. દશ, નવ, આઠ એમ ઉતરતા એક સુધી આંક બોલો.

## પાઠ ૨.

તમારી દરેકની પાસે સળીઓ મુકી છે. તેમાંથી એક સળી ઉચકો. કેટલી સળી તમે લીધી છે તે કહે. તે જોડે બીજી એક સળી પકડો. હવે કેટલી સળી થઇ? એક સળી હોય તેમાં બીજી એક સળી મુકો તો કેટલી થાય? તમારી પાસે એક દડો છે. તમારા ભાઇ પાસે એક છે. બન્ને સાથે મુકો તો કેટલા દડા થાય?

કોઇ પણ એક ચીજ સાથે બીજી એક ચીજ મુકીએ તો કેટલી ચીજ થાય?

બે સળી પકડો. તેમાં બીજી એક સળી મુકો. હવે બધી મળી કેટલી થઇ.

ત્રણ સાથે એક સળી વધારે લો તો કેટલી થાય? ચાર સાથે એક કટલી? પાંચ સાથે એક કેટલી? એમ નવ સાથે એક મુકો તો કેટલી થાય ત્યાં સુધી સળીઓ ગોઠવી શોધી કાઢો.

તમારી સ્લેટ લો. તે પર ચાર કાપા પાડો. બીજો એક વધારે પાડશો તો કેટલા થશે?

**તમારી સ્લેટપર આવી ✱ સાત ચોકડી પાડો. તેમાં બીજી એક ચોકડી ઉમેરશો તો કેટલી થશે?**

હું આપણા વર્ગના પાટીઆંપર | આ પ્રમાણે લખું છું. તે પરથી તમે શું સમજ્યા?

હવે એક સળીમાં બીજી એક સળી ઉમેરો એમ કહેવાને બદલે હું પાટીઆંપર | + | લખું ત્યારે તમે સમજજો કે એક સળી અથવા લીટીમાં બીજી એક સળી અથવા લીટી ઉમેરો એમ કહું છું.

ચાલો ત્યારે હું આમ લખું છું | | | + | ત્યારે તમે શું સમજશો?

ઉમેરો અથવા વધારો એમ દેખાડવા હું શું નિશાની વાપરૂં છું?

ઠીક ત્યારે હવે + આવી નિશાની કરૂં ત્યારે "ઉમેરવું અથવા વધારવું" એમ કહેવામાં આવે છે તે ધ્યાન રાખજો.

## દાખલા ૨.

(૧) નીચેના દરેક દાખલામાં શું માગ્યું છે તે વાંચો, ને તેનો જવાબ કહો.

| | |
|---|---|
| \| \| \| \| + \| | ● ● ● ● ● + ● |
| \| \| + \| | ● ● ● + ● |
| \| \| \| \| \| \| + \| | ● ● ● ● ● ● ● ● + ● |
| ✱ ✱ ✱ ✱ + ✱ | ● ● ● ● ● ● ● + ● |
| ✱ ✱ ✱ ✱ ✱ ✱ ✱ + ✱ | ● ● ● ● ● ● ● ● ● ● + ● |
| \| \| \| \| \| \| \| + \| | |

(૨) તમને સમજાવેલી ઉમેરવાની નિશાની વાપરી નીચે પ્રમાણે તમારી સ્લેટપર લખી દેખાડો.

બે સળીમાં એક સળી ઉમેરો.

પાંચ ચોકડીમાં એક ચોકડી ઉમેરો.

નવ શુન્ય પાડી તેમાં બીજું એક શુન્ય ઉમેરો.

(૩) એક ને એક બે, બે ને એક ત્રણ, એમ છેક નવ ને એક દશ બોલી જાઓ.

## પાઠ ૩.

તમો દરેક પાસે કોડીઓ મુકેલી છે તેમાંથી પાંચ કોડી ગણી હાથમાં લો. એમાંથી એક કોડી પાછી કાઢી લો. બાકી કેટલી કોડી રહી ?

પાંચ સળીમાંથી એક સળી કાઢી નાખો તો બાકી કેટલી સળી રહેશે ?

પાંચમાંથી એક લઇ લો તો બાકી શું રહેશે ?

આઠ કોડી લો. તેમાંથી એક કાઢી નાખો. બાકી કેટલી રહેશે ?

દશ કોડીમાંથી એક બાદ કરી નાખતાં શું બાકી રહેશે ?

હું પાટીઆંપર આ પ્રમાણે લખું છું | | | + | તો તમે શું સમજોછો ?

હવે હું પાટીઆંપર એમ લખું છું કે ત્રણ સળીમાંથી એક સળી કાઢી લો અથવા બાદ કરો તે જુઓ | | | - |

બાદ કરવા અથવા કાઢી લેવા માટે મેં શું નિશાની વાપરી તે તમારી સ્લેટપર પાડી દેખાડો.

ચાર ચોકડીમાંથી એક ચોકડી બાદ કરો કે લઇ લો એમ તમે સ્લેટપર નિશાની વડે લખો.

● ● ● ● ● - ● એટલે શું સમજો છો ?

દશ સળી લો. તેમાંથી એક કાઢી લો. કેટલી રહી ? તેમાંથી પાછી એક કાઢી લો. હવે શું રહ્યું ? તેમાંથી એક કાઢો. એમ જ્યાં સુધી બધી સળી થઇ રહે ત્યાં સુધી કરો ને શું આવે છે તે કહેતા જાઓ.

### દાખલા ૩.

(૧) નીચેના દાખલામાં શું માગ્યું છે તે વાંચો ને તેનો જવાબ કહો.

| | | |
|---|---|---|
| \| \| - \| | ● ● ● ● ● - ● | ✠ ✠ ✠ ✠ ✠ ✠ - ✠ |
| \| \| \| \| - \| | ● - ● | ✠ ✠ ✠ ✠ ✠ ✠ ✠ ✠ ✠ - ✠ |
| \| \| \| \| \| \| \| - \| | ● ● ● ● ● ● ● ● ● ● - ● | ✠ ✠ ✠ - ✠ |
| \| \| \| + \| | ● ● ● + ● | ✠ ✠ ✠ ✠ ✠ ✠ ✠ ✠ + ✠ |

(૨) નીચે જણાવેલા દાખલા નિશાની વાપરી કાપા કે મીડાં પાડી લખો.

પાંચ સળીમાંથી બે સળી બાદ કરો.
ચાર સળીમાંથી બે સળી બાદ કરો.
ચાર સળીમાં ત્રણ સળી ઉમેરો.
છ ચોકડીમાંથી એક ચોકડી લઇ લો.
પાંચ મીડાંમાંથી એક મીડું બાદ કરો.

(૩) એકમાં એક ઉમેરો તો શું આવે? બેમાં એક ઉમેરો તો શું? એમ નવમાં એક ઉમેરો ત્યાં સુધી બોલી જાઓ.

(૪) દશમાંથી એક લો તો શું રહે? નવમાંથી એક લો તો શું? એમ એકમાંથી એક લો તો શું રહે ત્યાં સુધી ઝડપથી બોલી જાઓ.

## પાઠ ૪.

ત્રણમાં બે ઉમેરો તો પાંચ થાય એમ હું લખું છું તે જુઓ.

| | | + | | = | | | | |

એમાં ઉમેરવા માટે શું નિશાની છે તે બતાવો. થાય એમ શું નિશાનીએ દેખાડયું છે?

| | | - | | = | એટલે શું લખ્યું તે સમજાવો.

પાંચ સળીમાં બીજી બે સળી મુકો તો થાય સાત એમ તમારી સ્લેટપર આ નિશાનો વાપરી લખી દેખાડો.

● ● ● + = ● ● ● ● ● એમ હું લખું છું એટલે "ત્રણમાં ઉમેરો શું તો થાય પાંચ" એમાં કેટલાં મીડાં ઊમેરવાં તે ખાલી જગ્યામાં લખી જાઓ.

ત્રણમાંથી શું લો તો થાય એક. એમ એ નિશાની વડે લખી દેખાડો.

| | | | - = | | એ દાખલામાં શું માગ્યું છે? (ચારમાંથી લો શું તો થાય બે.)

✚ ✚ ✚ + ✚ ✚ =   બે દાખલો વાંચી સંભળાવો. એમાં શું માંગ્યું છે? (ત્રણ ચોકડીમાં ઉમેરો બે તો થાય શું?)

પાંચ ચોકડીમાં ત્રણ ઉમેરો તો થાય શું? એમ લખી બતાવો.

ત્યારે = આ નિશાન કાઢવામાં આવે ત્યારે શું સમજશો?

## દાખલા ૪.

( ૧ ) નીચેના દાખલા સંભળાવો.

| | | + | = | | | |   ● ● ● ● ● + ● ● = ● ● ● ● ● ● ●
| | | +   = | | | |   ● ● ● ● ● +   = ● ● ● ● ● ● ●
| | | + | =   ● ● ● ● ● + ● ● =
| | | | - | | = | |   ● ● ● - ● =
| | | | -   = | |   ● ● ● -   = ●
| | | | - | | =   ● ● ● - ● ● =
● ● ● ● ● -   = ● ●

( જવાબ—ત્રણમાં ઉમેરો એક તો થાય ચાર; ત્રણમાં ઉમેરો શું તો થાય ચાર? ત્રણમાં ઉમેરો એક તો થાય શું? ઇત્યાદી. )

( ૨ ) નીચેના દાખલાઓ નિશાની વડે લખી દેખાડો.

ત્રણમાં ઉમેરો શું તો થાય પાંચ? ચારમાં ઉમેરો બે તો થાય શું? ચારમાંથી બે લો તો થાય શું? ચારમાંથી લો શું તો થાય એક? ૭ ચોકડીમાંથી લો બે તો થાય શું?

( ૩ ) નીચેના દાખલાના જવાબ આપો.

| | | + | | =   ● ● ● ● -   = ● ●
| | | - | | =   ● ● ● ● + ● ● =
| | | -   = |   ● ● ● ● ● + = ● ● ● ● ● ● ●
| | | -   = | |   ● ● ● ● ● -   = ● ● ●
| | | | +   = | | | | |   ✚ ✚ ✚ ✚ +   = ✚ ✚ ✚ ✚ ✚ ✚
| | | | | + | | | =   ✚ ✚ ✚ - ✚ ✚ =
| | | | | | + | | | | =   ✚ ✚ ✚ ✚ -   = ✚

( ૪ ) એકમાં બે ઉમેરો તો શું થાય? ત્રણમાં બે ઉમેરો તો શું? પાંચમાં બે ઉમેરો તો શું? સાતમાં બે ઉમેરો તો શું?

(૫) એક, બે, એમ દશ સુધી, પછી દશ, નવ, એમ એક સુધી બોલી જાઓ.

(૬) એક, ત્રણ, પાંચ, એમ એક આંકડો છોડી દઈ નવ સુધી ઝડપથી બોલી જાઓ. તેમજ બે, ચાર, છ, એમ દશ સુધી બોલી જાઓ. પછી ત્રણથી શરૂ કરી એકેક આંકડો છોડી નવ સુધી બોલો.

(૭) દશ, નવ, આઠ, એમ એક સુધી ઝડપથી બોલી જાઓ. પછી એક આંકડો છોડી દશ, આઠ, છ, એમ બોલી જાઓ.

# પ્રકરણ ૨.

## ( ૧ થી ૫ સુધી સંખ્યાનો અભ્યાસ, સરવાળા, બાદબાકી. )

### પાઠ ૫.



| ● □ એક ૧.

ઉપલાં ચિત્રમાં કેટલા હાથી છે? એક હાથીના પગ કેટલા? માથાં કેટલાં?

એક એ દેખાડવા હવેથી આપણે ૧, એ નિશાની વાપરીશું તે સ્લેટપર લખો.

એક સળી છે તેમાંથી એક સળી લઇ લો તો શું રહેશે?

| | ● ● □ □ બે ૨.



એક ચીજમાં બીજી એક ચીજ ઉમેરો તો કેટલી થશે? એ માટે શી નિશાની છે તે લખો.

બેમાંથી એક જાય તો શું રહે? બેમાંથી બે લો તો શું રહે? કાંઇ નહીં રહે તે દેખાડવા ૦ શુન્ય એ નિશાની વપરાય છે.

**દાખલા ૫.**

(૧) ૧–૧= ૨–૨= ૧+ =૨

૧+૧= ૨– =૧ ૨=

૨–૧= ૨– =૦

(૨) તમને બે આને એક ચોપડી લેવી છે. તમારી પસે એકજ આનો છે તો બીજા કેટલા આના હજી જોઇશે.

(૩) તમારાં ગજવામાં બે લખોટા હતા તેમાંથી પેહલાં એક પડી ગયો પછી એક પડી ગયો તો તમારા ગજવામાં કેટલા લખોટા રહ્યા?

(૪) તમને તમારા બાપાએ ગઇ કાલે એક દોઢીઉં આપ્યું ને આજે એક દોઢીઉં આપ્યું તો બધા મળી તમારી પાસે કેટલાં દોઢીઆં થયાં?

## પાઠ ૬.



| | | ●●● ☐☐☐ ત્રણ ૩.

ત્રણ સળી લો. તેમાંથી એક કાઢી નાખો. બાકી કેટલી સળી રહી ?

ત્રણ સળીમાંથી કેટલી સળી લો તો એક સળી રહેશે તે જુઓ.

ત્રણમાંથી બે બાદ કરો તો બાકી શું રહે ? એક બાદ કરો તો શું ?

એક સળીમાં કેટલી ઉમેરો તો ત્રણ થશે ? કેટલી સળીમાં એક ઉમેરો તો ત્રણ થશે ?

ત્રણ સળી લો. તેમાંથી કેટલી તમે નીચે મુકી દો તો હાથમાં કાંઇ રહેશે નહીં ?

કેટલી વખત એકેક સળી લો તો બધી મળી ત્રણ થશે ?

તમારી સ્લેટપર ત્રણ + ચોકડી પાડો. તેમાંની કેટલી કાઢી નાખો તો બે ચોકડી રહેશે ? એક ચોકડી રાખવા કેટલી કાઢી નાખવી પડશે ?

કેટલી સળી ગોઠવો તો આવો △ આકાર થશે ?

### દાખલા ૬.

(૧)

| | | |
|---|---|---|
| ૧+૨= | ૩–૧= | ૧+ =૩ |
| ૨+૧= | ૩–૨= | ૨+ =૩ |
| ૧+૧+૧= | ૩–૩= | ૩– =૧ |

(૨)

| | | | |
|---|---|---|---|
| ૧+૧= | ૩−૧= | ૨− | =૦ |
| ૨−૧= | ૨−૨= | ૩− | =૨ |
| ૩−૨= | ૨+૧= | ૨− | =૧ |

(૩) નીચે લખેલા દાખલા નિશાનો તથા અંક વડે લખો.

ત્રણમાંથી લો બે તો થાય એક. એકમાં ઉમેરો બે તો થાય ત્રણ.

ત્રણમાંથી લો એક તો થાય.બે. એકમાં ઉમેરો શું તો થાય ત્રણ ?

(૪) મેં ત્રણ પ્યાલાં બજારમાંથી લીધાં. તેમાંથી એક ભાંગી ગયું તો બાકી કેટલાં રહયાં ?

(૫) એક છોકરો એક ઠેકાણે ત્રણ લખોટા મુકી બહાર ગયો. પાછો આવી જુએ છે તો એકજ લખોટો બાકી રહેલો દીઠો. તો કેટલા લખોટા કોઇ ઉંચકી ગયું ?

(૬) એક શેર બોરના ત્રણ પૈસા પડે છે. તમારી પાસે એકજ પૈસો છે તો બીજા કેટલા પૈસા હોય તો તમારાથી શેર બોર લેવાય !

(૭) એક ઝાડપર બે ચલ્લી બેઠી છે. બીજાં ઝાડપર એક ચલ્લી છે, સાથે બેસે તો કેટલી ચલ્લી થાય ?

(૮) નીચલા સવાલોના ઝડપથી જવાબ આપો.

ત્રણ ને એક; એક ને એક; બેમાંથી એક જાય તો; ત્રણમાંથી બે જાય તો; બે ને એક; ત્રણ ને એક; ત્રણમાંથી ત્રણ જાય તો.

(૯) એવા દાખલાઓ મોઢેથી તમે તમારા વર્ગના બીજા છોકરાઓને ઝડપથી પુછો. ને તેનો જવાબ આપે તે ખરો કે ખોટો તે કહો.

## પાઠ ૭.



## | | | | ⁘ □ □ □ □ ચાર ૪.

ઉપલાં ચિત્રમાં શું છે? એમાં ચાર ચાર શું શું જુઓ છો તે કહો. તમારા ઓરડાને કેટલી બાજુ છે? તમારા ઓરડાની જમીનને કેટલાં ખૂણા છે? દિશા કેટલી છે? તેમના નામ દો, અને તે તરફ ફરી એક, બે, ત્રણ એમ ગણી જુઓ.

તમારી ચોપડીની ઉપરની બાજુ જુઓ. તેને કેટલી કોર છે? ખૂણાં કેટલાં છે?

ચાર એક સરખી સળી લો. તે વડે □ આ જાતનો આકાર બાંધો. એ આકારને શું કહે છે? ચોરસની બાજુ કેટલી?

ચાર સળીઓ લઇ તેપરથી નીચેના જવાબ શોધી કાઢો.

કેટલી સળીમાં ત્રણ મુકીએ તો ચાર થાય?

બે સળી કેટલી વખત જોડે મુકો તો ચાર થાય?

ચાર સળીમાંથી કેટલી ઉંચકી લો તો ત્રણ સળી રહી જાય? કેટલી ઉંચકો તો બે રહે? કેટલી ઉંચકો તો ત્રણ રહે?

ચાર સળીમાંથી કેટલી ઉંચકો તો કાંઇ નહી રહે?

ચાર સળી ટેબલ પર મુકો. તેમાંથી એકી વખતે બે બે સળી ઉંચકી લો તો કેટલી વખત ઉંચકતાં કાંઇ રહેશે નહીં?

કેટલી વખત બે બે સળી મુકશો તો ચાર થશે?

ચાર સળીમાં બે સળી કેટલી વખત આવી જાય છે

ચાર આંગળાં ઉંચાં કરો. તેમાંથી કેટલાં વાળી દો તો એક રહી જશે?

એક માણસ ચાર ગાઉ ચાલવાનો છે. તેમાંથી તેણે ત્રણ ગાઉ પુરા કર્યા તો હજી કેટલા ચાલવાના બાકી રહ્યાં?

ચાર કોડીના બે સરખા ઢગલા કરો તો દરેક ઢગલામાં કેટલી કોડી આવે?

## દાખલા ૭.

(૧)

| | | |
|---|---|---|
| ૩+ =૪ | ૧+ =૪ | ૧+ =૪ |
| ૪− =૨ | ૪− =૧ | ૪− =૩ |
| ૩+૧= | ૨+૨= | ૧+૩= |
| ૪−૧= | ૪−૩= | ૪−૩= |

(૨)

| | | |
|---|---|---|
| ૨+૧= | ૨+ =૪ | ૨− =૦ |
| ૨−૨= | ૧+ =૨ | ૩− =૨ |
| ૪−૧= | ૧+ =૩ | ૨− =૧ |
| ૨+૨= | ૩− =૩ | ૪− =૨ |

(૩) એક માણસે ચાર રૂપિઆ ઉછીના લીધા છે. તેણે ત્રણ રૂપિઆ પાછા આપી દીધા છે. તો હજી તેને શું આપવાનું બાકી છે?

(૪) તમારી પાસે ચાર બોર છે. તેના તમે બે સરખા ભાગ કરી એક ભાગ તમારા ભાઇને આપો તો ભાઇને કેટલાં બોર મળશે?

(૫) રૂસ્તમ પાસે એક લખોટો છે. મારે તેને બીજા એટલા લખોટા આપવા છે કે તેની પાસે બધા મળી ચાર લખોટા થાય ત્યારે મારે કેટલા આપવા જોઇએ ?

(૬) તમારી "ડબલ લાઇન બુક" ની કીમત ચાર આના છે, તમે ઘરથી એકજ આનો લાવ્યા છો તો હજી બીજા કેટલા આના લાવવા પડશે ?

(૭) એક છોકરાનાં ગજવામાં ચાર દોઢિઆં હતાં. પણ ગજવું ફાટેલું હતું તેથી થોડાં દોઢિઆં પડી ગયાં. ઘર જઇ જુએ છે તો એકજ દોઢિઉં રહેલું. ત્યારે કેટલાં પડી ગયાં ?

(૮) મને ચાર કેરી ભેટ મળી છે. તેમાંથી હું રોજ બે ખાઉં તો કેટલા દહાડામાં તે કેરી પુરી થઇ જશે ?

(૯) એક માણસ દરરોજ બે રૂપિઆ કમાય, તો ચાર રૂપીઆ કમાવા કેટલા દહાડા જોઇશે ?

(૧૦) ચાર પુરી મુકી હતી. કાગડો આવી એક લઇ ગયો. પછી ફરીથી આવી બીજી લઇ ગયો. એમ જો તે કાગડો અકેક પુરી ઉંચકી જાય તો બધી પુરી લઇ જવાને કાગડાને બધું મળી કેટલી વખત આવવું પડશે ?

(૧૧) ઝડપથી જવાબ દો.

બે ને બે ; બે ને એક ; ત્રણ ને એક ; ત્રણમાંથી એક જાય તો ; ચારમાંથી બે જાય તો ; ત્રણમાંથી બે જાય તો ; એક ને એક ; ચાર ને એક ; ચારમાંથી ત્રણ જાય તો ?

(૧૨) ઉપરના જેવા હિસાબ તમે જોડી કાઢી વર્ગના છોકરાઓને પુછો ને તેનો જવાબ ખરો કે ખોટો છે તે કહો.

## પાઠ ૮.



| | | | | ⁘ □ □ □ □ □ **પાંચ ૫.**

એક હાથના આગળાં કેટલાં? એક પગના કેટલાં?

પાંચ આંગળાંમાંથી કેટલાં વાળી દો તો બે રહે? ત્રણ રહે?

પાંચ સળી લો. ને તે પરથી નીચેના સવાલોના જવાબ આપો.

ત્રણમાં કેટલી સળી મુકતાં પાંચ થાય? બેમાં કેટલી મુકશો? એકમાં કેટલી? ચારમાં કેટલી સળી મુકવી પડશે?

પાંચમાંથી કેટલી સળી લઇ લો તો બે રહે; એક રહે; ત્રણ રહે; ચાર રહે?

પાંચ સળીમાંથી એકેક વેળા બબે સળીઓ ઉંચકી લો તો એમ કેટલી વખત થઇ શકશે? બાકી શું રહેશે?

પાંચ રૂપીઆમાંથી કેટલા રૂપીઆ ખરચ થઇ જાય તો બે રહે?

એક બાજઠપર પાંચ છોકરા બેઠા હતા. હમણાં ત્રણજ બેઠેલા છે. તો કેટલા ઉઠી ગયા હશે?

મારાં ગજવામાં જેટલા પૈસા છે, તેમાં જો કોઇ બે બીજા મુકે તો પાંચ થાય ત્યારે મારી પાસે શું હશે?

ત્રણ ને બે પાંચ થાય એમ અંક અને નિશાનીઓ વડે લખી બતાવો. ૫-૩=૨ એમ વાંચી સમજાવો, ૫ - = ૧ એ વાંચી સમજાવો.

## દાખલા ૮.

(૧)

| | | |
|---|---|---|
| ૪+ =૫ | ૩+ =૫ | ૨+ =૫ |
| ૫− =૩ | ૫− =૨ | ૫− =૨ |
| +૧=૫ | +૩=૫ | +૨=૫ |
| ૫− =૪ | ૪+ =૫ | ૩+૨= |
| ૨+૩= | ૩+ =૫ | ૫−૩= |
| ૪+ =૫ | ૧+૪= | ૨+ =૫ |

(૨)

| | | |
|---|---|---|
| ૨+૨= | ૩+૧= | ૫−૨= |
| ૨−૧= | ૪−૩= | ૪+૧= |
| ૧+[illegible]= | ૩−૨= | ૪−૩= |
| ૧+ =૪ | ૫− =૩ | ૩+ =૫ |
| ૨+ =૫ | ૪−૨= | ૫− =૧ |
| ૪− =૧ | ૨− =૦ | ૫−૩= |
| ૨+૧= | ૩+ =૪ | ૪+ =૫ |

( ૩ ) નીચેના દાખલા લખી બતાવો.

ત્રણ ને બે પાંચ; ચારમાંથી એક જાય તો રહે ત્રણ.

પાંચમાંથી શું જાય તો રહે બે ? ત્રણમાંથી એક જાય તો શું રહે ? બે ને બે કેટલા ? પાંચમાંથી શું જાય તો ચાર રહે ?

( ૪ ) ભગવાનદાસને તેના બાપે એક દહાડો બે દોઢિયાં આપ્યાં ને બીજે દહાડે પણ બે આપ્યાં. ભગવાનદાસે એ પૈસા એકઠા કરી રાખ્યા તો તેની પાસે પાંચ દોઢિયાં થવાં હજી બીજાં કેટલાં દોઢિયાં જોઇશે ?

( ૫ ) પાંચ જોડ મોજાંમાંથી બે જોડ ફાટી ગઇ તો કેટલી જોડ બાકી રહી ?

( ૬ ) પેનસીલનો એક ઢગલો ટેબલ પર પડ્યો હતો. તેમાંથી એક છોકરાએ બે લીધી. બીજાએ બે લીધી. ત્રીજો આવીને જુએ છે તો એકજ બાકી રહેલી. તો બધી મળી કેટલી પેનસીલ હશે ?

(૭) એક ઝાડપર બે કાગડા બેઠા છે. બીજા ઝાડપર ચાર કાગડા છે. બીજા પરથી પહેલાં પર કેટલા કાગડા ઉડી આવે તો બધા મળી પેહલાં પર પાંચ કાગડા થાય? બીજા પર બાકી કેટલા રહી જાય?

(૮) એક છોકરો ઇરાનીની દુકાને ચાહ પીવા ગયો. તેની પાસે પાંચ પૈસા હતા. બે પૈસા ચાહના તથા એક પૈસો બીસ્કીટનો આપ્યા પછી તેની પાસે શું બાકી રહેશે?

(૯) એક ઘોડાને રોજ બશેર ચણા ખવાડીએ તો પાંચ શેર ચણા કેટલો વખત ચાલી શકે? કયે દહાડે એકજ શેર રહી જશે?

(૧૦) અલીભાઈ પાસે બે લખોટા ને શમશુદીન પાસે પાંચ છે. અલીભાઇ જો શમશુદીન પાસેથી બે લખોટા લે તો દરેક પાસે કેટલા લખોટા થાય?

(૧૧) ઝડપથી જવાબ આપો.

ત્રણ ને એક; બે ને ત્રણ; બે ને બે; ચાર ને એક.

ત્રણમાંથી બે જાય તો, ચારમાંથી ત્રણ જાય તો; ચારમાંથી પાંચ જાય તો?

ત્રણમાંથી કેટલા જાય તો એક રહે? કેટલામાંથી બે જાય તો ત્રણ રહે?

કેટલામાંથી ત્રણ જાય તો બે રહે? કેટલામાંથી પાંચ જાય તો કાંઇ નહીં રહે?

(૧૨) વર્ગના છોકરાઓએ આ જાતના દાખલા બનાવી એક બીજાને પુછવા.



# પ્રકરણ ૩.

## ( ૬ થી ૧૦ સુધી સંખ્યાનો સરવાળો, બાદબાકી તથા ગુણાકાર સાથે અભ્યાસ. )

### પાઠ ૯.



| | | | | | ●●● ●●● □ □ □ □ □ □ ૭ ૬.

૭ સળી કે કાડી લો. તે લઈને નીચે પુછેલા સવાલોના જવાબ કહો.

૭ સળીમાંથી એક ઉંચકી લો તો શું રહે ? કેટલા ને એક ૭ ? પાંચમાં શું ઉમેરો તો ૭ થાય ? ૭માંથી કેટલા લેતાં પાંચ રહે ?

છમાંથી બે જાય તો શું રહે? કેટલા ને બે છ? ચારમાં શું ઉમેરો તો છ થાય? છમાંથી શું લેતાં ચાર રહે?

છમાંથી ત્રણ જાય તો શું રહે? કેટલા ને ત્રણ છ? ત્રણમાં શું ઉમેરો તો છ થાય? છમાંથી શું લો તો ત્રણ રહે?

છમાંથી ચાર જાય તો શું રહે? છમાંથી પાંચ જાય તો શું? છ જાય તો શું?

કેટલા ને ચાર છ? કેટલા ને પાંચ છ? કેટલામાં ચાર ઉમેરો તો છ થાય?

કેટલામાં પાંચ ઉમેરો તો છ થાય?

## દાખલા ૯.

(૧)

| | | |
|---|---|---|
| ૫+ =૬ | ૪+ =૬ | ૩+ =૬ |
| ૨+ =૬ | ૧+ =૬ | |

(૨)

| | | |
|---|---|---|
| ૬−૨= | ૬− =૩ | ૬−૪= |
| ૫+ =૬ | ૪+૨= | ૨+ =૬ |
| ૪+ =૬ | ૬− =૧ | ૬− =૦ |
| ૬−૧= | ૬−૩= | +૨=૬ |

(૩)

| | | |
|---|---|---|
| ૩+૨= | ૨+ =૫ | ૨+૧= |
| ૨+૪= | ૬− =૨ | ૩− =૧ |
| ૩+ =૪ | ૪− =૧ | ૪− =૧ |

(૪) મારી પાસે છ કોરા પાનાની ચોપડી હતી. તેમાંથી બે પાના પર મેં દાખલા કર્યા તો બાકી કોરા પાના કેટલાં રહ્યાં હશે?

(૫) ત્રણ પૈસા મારી પાસે અને બે મારી બેન પાસે છે તો હજી બીજા કેટલા પૈસા અમને આપે તો અમારા બંનેના પૈસા મળી છ પૈસા થાય?

(૬) એક તળાવમાં છ બગલા બેઠા હતા તેમાંથી પહેલાં બે ઉડી ગયા. પછી ત્રણ ઉડી ગયા. હજી કેટલા બગલા ત્યાં બેઠાં છે?

(૭) માખીને છ પગ હોય છે. તે બે પગ વતે પોતાનું શરીર સાફ કરે ત્યારે તે કેટલા પગ પર બેસતી હશે?

( ૮ ) ગાયના ચાર પગ ને બે શીંગડાં મળી કેટલી ચીજ થઇ ?

( ૯ ) હાથીના ચાર પગ ને એક સૂંઢ ને એક પુછડી મળી કેટલી ચીજ થઇ ?

( ૧૦ ) કોટથી દાદર છ માઇલ દુર છે. એક છોકરો ચાલતો કોટમાંથી દાદર જવા નીકળ્યો. તે ગ્રેંટ રોડ પહોંચ્યો ત્યારે બે માઇલ થયા ત્યારે હજી કેટલા માઇલ ચાલવાના તેને બાકી છે ?

( ૧૧ ) છ આંગળ લાંબી પેનસીલમાંથી ચાર આંગળ કકડો કાપી મુકો તો બાકી રહેલા કકડાની શું લંબાઇ ?

( ૧૨ ) નીચેના જવાબ ઝડપથી આપો.

બે ને ત્રણ ? પાંચ ને એક ? ચારમાંથી ત્રણ જાય તો ?

કેટલા ને ત્રણ છ ? છમાંથી ચાર જાય તો ? પાંચમાંથી બે જાય તો ?

ત્રણ ને ત્રણ ? બે ને ત્રણ ? છમાંથી બે જાય તો ?

( ૧૩ ) ઉપલા દાખલામાં પુછેલા સવાલો અંક તથા નિશાનીઓ વડે તમારી સ્લેટ પર લખી જાઓ. [ ૨+૩=? ]

( ૧૪ ) આ સઘળા દાખલાઓની જાતના તમે દાખલા જોડી કાઢી વર્ગને પુછો ને જવાબ મળે તે ખરો કે ખોટો તે કેહતા જાઓ.

## પાઠ ૧૦.



૨×૩=૬ ૩×૨=૬

બે સળી લો. તે તમારી પાસે મુકો. બીજી બે સળી લો, તે પહેલી બેની પાસે જરા દુર મુકો. પછી ફરીથી બે સળી લો ને તેની પાસે મુકો. બધી મળી કેટલી સળી થઇ ?

કેટલી વખત બે સળીઓ લો તો છ સળી થાય ? બબે દોઢિઆંના કેટલા ઢગલા કરો તો બધા મળી છ દોઢિઆં થાય ?

તમને કેટલા હાથ છે ? કેટલા છોકરાઓના હાથ મળી છ હાથ થાય ?

એક જોડી બુટમાં કેટલાં બુટ હોય છે ? કેટલી જોડી બુટ લો તો છ છુટાં બુટ થાય ?

બબે ચીજ કેટલી વખત લો તો છ ચીજ થાય ?

૨+૨+૨=૬ એટલે તમે શું સમજો છો તે કહો.

એક વેળા બે લો તેમાં બે ઉમેરો, તેમાં બીજા બે ઉમેરો તો કેટલા થાય ?

રૂસ્તમ કહે છે કે "પહેલાં બે સળી લો, તેમાં બીજી બે સળી ઉમેરો, તેમાં ફરીથી બે સળી ઉમેરો, એટલે છ સળી થશે" અને રામદાસ કહે છે કે "બે સળી ત્રણ વખત લો છ થશે" એ બેનો અર્થ એકજ કે જુદો ? જો એ બંનેનો અર્થ એકજ હોય તો વધારે સહેલી બોલવાની રીત કોની છે રૂસ્તમની કે રામદાસની ? ને શા માટે ?

બે ચીજ ત્રણ વખત લો તો છ થાય એમ હવે હું પાટીઆં પર લખું છું તે જુઓ ૨×૩=૬ એનો અર્થ એમ કે બે ચીજ ત્રણ વખત લો તો થાય છઃ ( બોલવામાં–બે ત્રી છ )

બે ચીજ ત્રણ વખત લો તો થાય છ. એમ અંક ને નિશાની વડે લખી દેખાડો.

આજે જે નવી નિશાની તમે શિખ્યા તે પાટીઆં આગળ આવી લખી દેખાડો.

બીજી ત્રણ જુની શિખેલી નિશાનીઓ પણ લખો ને સમજાવો.

૨+૨+૨ તે કેટલા થાય ? એજ દાખલો બે અંક વાપરી કેમ લખાય ? ( ૨×૩. )

પાઠ ૯ માં આપેલાં ચિત્રમાં ૨×૩=૬ એ કયા ચિત્ર પરથી જણાય છે.

તમે દરરોજ બે દોઢીઆં ખરચો તો કેટલા દિવસમાં ૬ દોઢીઆં ખરચી રહેશો ?

૭ સળીઓ ટેબલ પર મુકી છે. તેમાંથી તમે આવી બે ઉંચકી તમારી જગ્યા પર લઈ જઈ મુકો. પછી ફરીથી આવી બે લઈ

જાઓ. એમ જ્યાંસુધી ટેબલપરની સળી તમારી જગ્યાપર એકકી થાય ત્યાંસુધી કરો. તો તમને ટેબલ આગળ કેટલા ફેરા ખાવા પડશે ?

તમારી પાસે છ દોઢિઆં છે. તેમાંથી બે દોઢિઆં એક માણસને તમે આપ્યાં, બે દોઢિઆં બીજા માણસને, ને બે દોઢિઆં ત્રીજાને આપ્યાં તો હવે બાકી શું રહ્યું ?

એક કુતરાના બે કાન તો ત્રણ કુતરાના કેટલા ? બે ત્રી ?

બે સળી બે વખત લો તો કેટલી થાય ?

૨×૨=૪ એટલે શું તે સમજાવો ( વાંચવામાં-બે દુ ચાર. )

બે ચીજ બે વખત લો તો કેટલી થાય ?

બે ચીજ બે વખત લો તો ચાર થાય એમ અંક તથા નિશાનીઓ વડે લખો.

બે ચીજ બે વખત લો તો કેટલી થાય ? ૨×૧=૨ એ સમજાવો.

૨×૧=૨; ૨×૨=૪ અને ૨×૩=૬ એ મોઢે કરો.

એક માણસ બે રૂપીઆ કમાય તો ત્રણ માણસ કેટલા કમાય ?

એક પેનસીલની બે દોઢિઆં કીમત તો બે પેનસીલનું શું પડશે ?

એક પાવલાની બે બેઆની, તો ત્રણ પાવલાની કેટલી બેઆની ?

એક રૂપિઆના બે અડધા તો બે રૂપિઆના કેટલા ?

ત્રણ સળી લો, બીજી ત્રણ સળી તે સાથે મુકો. કેટલી સળી થઇ ?

કેટલી વખત ત્રણ ત્રણ સળી લો તો છ થાય ?

ત્રણ બે વખત લો તો છ થાય એમ અંક તથા નિશાની વડે લખી દેખાડો.

૩×૨=૬ એ વાંચી સમજાવો.

છ સળીમાંથી ત્રણ ત્રણ સળીના કેટલા ઢગલા થઇ શકશે ?

છ સળીમાંથી એકેક વખતે ત્રણ સળી ઉંચકી લો તો કેટલી વખત ઉંચકી શકાશે.

હું પાટીઆં પર છ કાપા પાડું છું. તમે અહિં આવો ને ત્રણ કાપા ભુસી નાખો. પછી પાછા જાઓ. પાછા આવી ત્રણ કાપા

ભુસી નાંખો. એ રીતે છ એ છ કાપા ભુસી નાખવા કેટલી વખત તમને પાટીમાં આગળ આવવું પડશે?

છ ચકલી ઝાડપર હતી. તેમાંથી પેહલાં ત્રણ ઉડી ગઇ પછી ત્રણ ઉડી ગઇ. હવે ઝાડપર કેટલી ચકલી રહી?

ત્રણ ચીજ કેટલી વખત લો તો છ ચીજ થાય?

૬ માંથી ૩ બાદ કરો પછી જે રહે તેમાંથી ૩ બાદ કરો તો જવાબ શું?

૩×૨= એમાં શું માંગ્યું છે; ત્રણ દુ છ એ અંકમાં લખી દેખાડો.

પાઠ ૯ માં આપેલાં ચિત્રમાં ૩×૨=૬ કયાં ચિત્ર પરથી જણાય છે?

● ● આ મીડાંની દરેક આડી હારમાં કેટલાં મીંડાં છે? એવી
● ● આડી હાર કેટલી છે? બધાં મળી મીંડાં કેટલાં છે? એ
● ● પ્રમાણે ગણતાં તમે ત્રણ વખત બે ગણ્યા કે બે વખત ત્રણ ગણ્યા?

હવે દરેક ઉભી હારમાં કેટલાં મીંડાં છે તે કહો. એવી કેટલી ઉભી હાર છે?

બંને હાર મળી કેટલાં મીંડાં થયાં? એ બે વખત ત્રણ કે ત્રણ વખત બે ગણ્યા?

૨×૩ તે કેટલા ને ૩×૨ તે કેટલા થાય?

ત્રણ ચીજ એક વખત લો તો કેટલી થાય? ત્રણ ચીજમાંથી એકી વખતે ત્રણ ચીજ લેવી હોય તો કેટલી વખત લેવાય?

૩×૧=૩ ; ૩×૨=૬ ; એ મોંઢે કરો.

૨×૨ કેટલા? હવે હું એમ કહું કે ૨×૨+૧ એટલે કેટલા તો શું કરશો?

## દાખલા ૧૦.

(૧)

| | | |
|---|---|---|
| ૩+૩= | ૨+૨+૨= | ૨× =૬ |
| ૩×૨= | ૨×૩= | ૩× =૬ |
| ×૨=૬ | ×૩=૬ | |

(૨)

| | | |
|---|---|---|
| ૪+ =૫ | ૩× =૬ | ૬=૨ × |
| ૫+૧ = | ૩+૨ = | ૬−૩ = |
| ૩+૨ = | ૪− =૧ | ૩− =૨ |
| ૧+ =૫ | ૪+ =૬ | ૪− =૩ |
| ૨×૩ = | ૩+ =૬ | ૨+૨+ =૬ |
| ૨×૨ = | ૩×૧ = | ૩×૨ = |
| ૩× =૬ | ૨× =૪ | ૪− =૨ |
| ૨×૧ = | ૩× =૩ | ૨×૨+ =૬ |
| ૨×૨ +૧= | ૩×૧+૨×૧= | ૨× =૬ |

(૩) ૭ પૈ ના બે સરખા ઢગલા કરો તો દરેક ઢગલામાં કેટલી પૈ થઇ?

(૪) એક દોઢિઆંની ત્રણ પૈ આવે. તો બે દોઢિઆંની કેટલી આવે?

(૫) ૭ કોડીનો એક ઢગલો છે. શિક્ષક કહે છે કે એકેક છોકરાએ આવી બબે કોડી ઉંચકી જવી. હવે કેટલા છોકરાઓ આવી જશે તો ઢગલો પુરો થઇ જશે?

(૬) દોઢિઆંનાં બે પેર મળે તો ૭ પેર લેવા કેટલાં દોઢિઆં જોઇશે?

(૭) એક રૂપિઆના બે અડધા આવે તો ત્રણ રૂપિઆના કેટલા અડધા?

(૮) ૭ પૈ ત્રણ જણને સરખે ભાગે વ્હેંચી આપો તો દરેક જણને શું આવશે?

(૯) બે દોઢિએ એક પેનસીલ તો ૭ પૈસાની કેટલી પેનસીલ આવશે?

(૧૦) ૭ ચીજમાંથી બબે ચીજ કેટલી વખત લઇ શકશ?

(૧૧) ત્રણ ત્રણ પેપરમીંટના ઢગલા કર્યા છે. તમને ૭ પેપરમીંટ જોઇતી હોય તો કેટલા ઢગલા ઉચકી જશો?

(૧૨) એક છોકરો છ રૂપિઆ એકઠા કરવા માંગે છે. તેનો બાપ તેને દર મહિને બે રૂપિઆ આપતો હોય તો કેટલા મહિનાના રૂપિઆ તે બચાવે તો છ રૂપિઆ થાય?

(૧૩) એક બાપે રવિવારની સાંજે પોતાના છોકરાને છ ઢોંટિઆં આપ્યાં ને કહ્યું કે રોજ બપોરે બે પૈસાની નિશાળમાં બીસ્કીટ ખાજે ને જે દહાડે પૈસા પુરા થાય તે દહાડે સાંજે મને કેહજે. તો પેલા છોકરાને કયે વારે સાંજે બાપને કેહવું પડશે?

(૧૪) એક છોકરાના ડગલાને બે ગજવાં છે. દરેક ગજવામાં ત્રણ બીસ્કીટ હોય તો બંને ગજવાં મળી કેટલી?

(૧૫) ત્રણ ચોપડી મારા કોથળામાં છે. એક મારી ટેબલપર છે ને બાકી મારા હાથમાં છે. મારી પાસે બધી મળી પાંચ ચોપડી હોય તો મારા હાથમાં કેટલી?

(૧૬) હું છ પૈસા લઇ બજારમાં ગયો. ત્યાં બે નારંગી મેં લીધી તેના દરેકના બે પૈસા આપ્યા તો હવે મારી પાસે બાકી શું રહ્યું?

(૧૭) એક માણસે છ રૂપિઆમાંથી ત્રણ રૂપિએ જોડી એવાં બે બુટ ખરીદ કર્યા તો તેની પાસે બાકી શું રહયું?

(૧૮) નીચેના દાખલા વાંચી સંભળાવો,

| | | |
|---|---|---|
| ૪+૨=૬ | ૨×૨=૪ | ૩× =૬ |
| ૫–૧=૪ | ૪– =૧ | ૨× =૬ |
| ૩×૨=૬ | ૩×૧=૩ | ૨× =૨ |

(૧૯) નીચેના દાખલા અંક અને નિશાનીથી લખી દેખાડો.

બે ને બે ચાર; ત્રણમાંથી લો એક તો થાય બે; બે દુ ચાર; ત્રણ દુ છ; બે ત્રી છ; ત્રણ બે વખત, તો થાય છ. ત્રણ એક વખત, થાય ત્રણ; પાંચમાંથી પાંચ લો થાય શૂન્ય.

(૨૦) નીચેના જવાબ ઝડપથી આપો.

ત્રણ દુ? ત્રણ ને ત્રણ? ત્રણ ને બે? છમાંથી ચાર જાય તો? પાંચમાંથી બે જાય તો? બે ત્રી? ત્રણ એકાં? બે ને ત્રણ? ચાર ને બે? કેટલી વખત ત્રણ થાય છ? કેટલી વખત બે થાય ચાર?

(૨૧) છોકરાઓ, તમારામાંથી જેને ગમે તે આવા દાખલા બનાવી વર્ગને પુછો.

## પાઠ ૧૧.



||||||| ●●●● ●●● □□□□ □□□ સાત ૭.

સાત સળી લો. ને તે પરથી સાતમાંથી એક જાય તો શું રહે? કેટલા ને એક સાત? સાતમાંથી બે જાય તો શું રહે? કેટલા ને બે સાત? સાતમાંથી ત્રણ જાય તો શું રહે? કેટલા ને ત્રણ સાત? સાતમાંથી ચાર જાય તો કેટલા રહે? કેટલા ને ચાર સાત? એમ સાતમાંથી સાત જાય તો કેટલા રહે ત્યાં સુધી શોધી કાઢો.

સાત સળી ટેબલ પર છે. તેમાંથી તમારે આવી બે સળી ઉંચકી જવી, બીજા છોકરાએ પણ બે ઉંચકી જવી, પણ બે થી ઓછી ઉંચકવી નહીં, તો કેટલા છોકરા બબે સળી ઉંચકી જશે? બાકી શું રહેશે?

૩×૨ માં કેટલા ઉમેરો તો સાત થાય?

સાત કોડી છે તેમાંથી એકી વખતે ત્રણ ત્રણ કોડી ઉંચકી લો તો કેટલી વખત ઉંચકાય? બાકી શું રહે?

૨×૩ માં કેટલા ઉમેરો તો સાત થાય?

૨×૩+૧=૭; ૩×૨+૧=૭ એ શું તે સમજાવો.

સાત સળીમાંથી બે વખત બે સળી ઉંચકી લીધી તો બાકી કેટલી રહી?

૨×૨+ =૭ એમાં શું તાંગ્યું છે?

**દાખલા ૧૧.**

(૧)

| | | |
|---|---|---|
| ૬+ =૭ | ૫+ =૭ | ૪+ =૭ |
| ૩+ =૭ | ૨+ =૭ | ૧+ =૭ |
| ૭−૨= | ૭−૧= | ૭−૫= |
| ૭−૪= | ૭−૩= | ૭−૬= |
| ૭− =૫ | ૭− =૧ | ૭− =૪ |
| ૭− =૩ | ૭− =૨ | ૭− =૬ |

(૨)

| | | |
|---|---|---|
| ૩+૨= | ૩−૨= | ૫− =૧ |
| ૨+૫= | ૬−૪= | ૬− =૩ |
| ૪+૧= | ૭−૩= | ૭− =૪ |
| ૨+૪= | ૪−૨= | ૨− =૦ |
| ૨+૨+૨= | ૬−૫= | ૭− =૩ |
| ૨×૩= | ૭−૪= | ૩− =૧ |
| ૨× =૪ | ૩×૨+ =૭ | ૪− =૧ |
| ૩× =૬ | ૨×૨+ =૭ | −૨=૩ |
| ૨×૧= | ૨× =૬ | −૩=૪ |
| ૩×૨= | ૩×૨+ =૭ | −૪=૨ |

(૩) નીચેના દાખલા લખી તેના જવાબ આપો.

ત્રણ દુ અને એક? ચાર ને ત્રણ થાય?

સાતમાંથી ત્રણ જાય તો? પાંચમાંથી લો બે તો? બે ત્રી?

(૪) બે ઝાડ પર બધાં મળી સાત પક્ષી છે. પેહલાં પર પાંચ બેઠાં છે તો બીજાં પર કેટલાં બેઠાં હશે?

(૫) મેહતાજી સાહેબે એક છોકરાને સાત આંગળાં ઉંચા કરી દેખાડવા કહ્યું. તે છોકરાએ એક હાથનાં બધાં આંગળાં ઊંચક્યાં ત્યારે બીજા હાથના હજી કેટલાં ઊંચકવાં જોઈએ?

(૬) એક છોકરાએ સાત રૂપિએ એક જોડ બુટ ખરીદ્યાં ને તેની કીમતના રૂપિઆ કકડે કકડે ભરવા કબુલ કર્યું. એક વેળા તેણે

બે રૂપિઆ ભર્યા, બીજી વેળા ત્રણ ભર્યા ત્યારે હજી કેટલા ભરવાના બાકી હશે ?

( ૭ ) તમારી પાસે સાત પેપરમીંટ હતી તેમાંથી એક તમે સહવારે ને ત્રણ બપોરે ખાધી તો હજી બાકી કેટલી રહી ?

( ૮ ) સાત દોઢીઆંમાંથી મેં એક દોઢીઉં ભીખારીને, બે મેવાવાળાને ને ત્રણ દોઢિઆં પનીરવાળાને આપ્યાં તો મારી પાસે હજી શું હશે ?

( ૯ ) સાત કેરીમાંથી ત્રણ કેરી ખરાબ થઇ ગઇ તે નાંખી દીધી ત્યારે બાકી કેટલી કેરી રહી ?

( ૧૦ ) એક માણસ ઘોડે બેસી સાત ગાઉ જવા નીકળ્યો. બે ગાઉ રસ્તો કાપતાં ઘોડાની લગામ તુટી ગઇ તેથી ઉતરી ઘોડાને ચલાવતો લઇ ગયો. ત્યારે તેને કેટલા ગાઉ ચાલવું પડયું ?

( ૧૧ ) સાત ચોખાના દાણામાંથી ચકલી આવીને બબ્બે દાણા ઉંચકી જાય તો ત્રણ વખતમાં કેટલા દાણા ઉંચકી જશે ? બાકી કેટલા દાણા રહેશે ?

( ૧૨ ) એક ગોવાળીઓ સાત ગાયોનું ગોવાળું હાંકી લાવતો હતો. રસ્તામાં એક હાથી જતો હતો તેને જોઇ થોડી ગાયો ભડકી ને નાહસી ગઇ અને ગોવાળામાં બેજ ગાય રહી ગઇ. ત્યારે કેટલી ગાયો નાહસી ગઇ હશે ?

( ૧૩ ) બેહરામ પાસે સાત પેર હતાં તેમાંથી પોતે ત્રણ ખાધાં ને ચાર પોતાની બેનને આપ્યાં ત્યારે બેહરામ પાસે કેટલા પેર રહ્યાં ?

( ૧૪ ) અઠવાડીઆનાં સાત વાર તેમાં રવીવારે નિશાળ બંધ રહે ત્યારે નિશાળમાં કેટલા દહાડા જવું પડતું હશે ?

( ૧૫ ) એક 'સરકસ'માં સાત ઘોડા છે તેમાં ત્રણ સફેદ ને બાકીના કાળા છે તો કાળા ઘોડા કેટલા હશે ?

( ૧૬ ) સાત હાંડા ભરેલા છે. બે હાંડામાં દુધ, બેમાં ઘી અને અને બાકીમાં તેલ છે. તો તેલ કેટલા હાંડામાં હશે ?

( ૧૭ ) રોજ એક માણસ એક રૂપિઓ ખર્ચ કરે તો એક અઠવાડીઆમાં શું ખર્ચ કરશે ?

( ૧૮ ) છોકરાઓએ આવા દાખલા જોડી કાઢી પુછવા.

## પાઠ ૧૨.



| | | | | | | | ●●●● □□□□ આઠ ૮.
| | | | | | | | ●●●● □□□□

તમારી સ્લેટપર આઠ કાપા પાડો. તેમાંથી એક ભુસી નાખી આઠમાંથી એક જાય તો શું રહે? એક [.છેક આઠમાંથી [.આઠ] જાય તો શું રહે ત્યાં સુધી શોધી કાઢો. એક સળી લો તેમાં કેટલી મુકશો તો આઠ થશે? બેમાં કેટલી મુકવી પડશે? ત્રણમાં કેટલી એમ સાતમાં કેટલી સુધી શોધી કાઢી યાદ રાખો.

આઠમાં ચાર કેટલી વેળા આવે છે તે ચાર ચાર મળી કેટલી વખત મુકતાં આઠ થાય છે તે જોઇ શોધી કાઢો.

કેટલી વખત બે લેતાં આઠ થાય તે પણ એજ પ્રમાણે શોધી કાઢો.

આઠ કોડીમાંથી ત્રણ ત્રણ કોડી એક વખતે ઉંચકી લો તો કેટલી વખત લેવાશે? બાકી કેટલી કોડી રહેશે?

બે વખત ચાર તે કેટલા? ચાર દુ? ચાર વખત બે લો તો કેટલા થાય? બે ચોક?

બે એકુ બે, બે દુ ચાર, બે ત્રી છ, બે ચોક આઠ એમ અંકમાં લખો ને મોંઢેથી બોલી દેખાડો.

બે વખત ત્રણ એમાં કેટલા ઉમેરો તો આઠ થાય ?

૨+૨+૨+૨ તે કેટલા થાય ? એજ દાખલો એજ અંક વાપરી લખવો હોય તો કેમ લખાય ? ( ૨×૪ )

### દાખલા ૧૨. ક.

( ૧ )

| | | |
|---|---|---|
| ૧+ =૮ | ૨+ =૮ | ૩+ =૮ |
| ૪+ =૮ | ૫+ =૮ | ૬+ =૮ |
| ૭+ =૮ | ૮+ =૮ | |

( ૨ )

| | | |
|---|---|---|
| ૮− =૨ | ૮− =૧ | ૮− =૪ |
| ૮− =૩ | ૮− =૬ | ૮− =૫ |
| ૮− =૭ | ૮− =૦ | ૪− =૧ |
| ૭− =૪ | ૫− =૨ | ૩− =૨ |
| ૬− =૩ | ૫− =૧ | ૪− =૨ |
| −૩=૫ | −૪=૩ | −૩=૨ |
| −૨=૪ | −૧=૭ | −૨=૬ |
| ૨+૫= | ૨+૪= | ૩+૧= |
| ૩+૪= | ૪+૪= | ૪+૩= |
| ૭+૧= | ૫+૧= | ૬+૨= |

( ૩ )

| | | |
|---|---|---|
| ૪×૨= | ૨×૪= | ૩×૨= |
| ૧×૨= | ૨×૩= | ૮×૧= |
| ×૩=૬ | ×૨=૮ | ×૪=૮ |
| ×૧=૫ | ૩× =૬ | ૨× =૮ |

( ૪ )

| | | | |
|---|---|---|---|
| ૧×૨= | ૧×૩= | ૩×૧= | ૪×૧= |
| ૨×૨= | ૨×૩= | ૩×૨= | ૪×૨= |
| ૩×૨= | | | |
| ૪×૨= | | | |

( ૫ ) એક આનાના ચાર દોઢિયાં તો બે આનાના કેટલાં ?

( ૬ ) એક ચોપડીની કિંમત બે આના છે. મારી પાસે પાંચ દોઢિઆં છે તો હજી બીજાં કેટલાં દોઢિઆં હોય તો હું તે ચોપડી લઇ શકું ?

( ૭ ) મને મારા શિક્ષકે દરીઆ કીનારા પરથી કોડી એકઠી કરવા કહી છે. મેં ત્રણ કોડી એકઠી કરી છે તો હજી બીજી કેટલી કોડી લાવીશ તો આઠ કોડી થશે ?

( ૮ ) એક માણુસ રોજ બે રૂપિઆ કમાય તો ચાર દહાડામાં તે શું કમાશે ?

( ૯ ) આઠ બોરમાંથી બે બોર પડી જાય તો બાકી શું રહી જાય ?

( ૧૦ ) એક છોકરો રોજ બે પાના ચોપડીના વાંચે તો આઠ પાના વાંચતાં કેટલો વખત લાગશે ?

( ૧૧ ) હું ઘરથી રોજ ચાર દાખલા કરી લાઉં છું તો બે દિવસમાં કેટલા દાખલા કરી શકીશ ?

( ૧૨ ) એક ઝાડ પર ત્રણ પોપટ બેઠા છે. બીજા કેટલા પોપટ આવી બેસશે તો બધા મળી આઠ પોપટ થશે ?

( ૧૩ ) એક છોકરાએ બે આના વટાવી તેનાં દોઢિઆં લીધાં. તેમાંથી ચાર દોઢીઆંનાં તેણે કાગળ વેચાતાં લીધાં તો તેની પાસે બાકી શું રહ્યું ?

( ૧૪ ) તમારા વર્ગમાં દરેક બાંક પર ચાર છોકરા બેસે તો આઠ છોકરાંને બેસાડવા કેટલા બાંક જોઇશે ?

( ૧૫ ) શિક્ષકની ટેબલપર આઠ કોડીનો ઢગલો છે. અકેક છોકરો આવી બે કોડી ઉચકી જાય તો કેટલા છોકરા ગયા પછી ટેબલપર કાંઇ રહેશે નહીં ?

( ૧૬ ) મારી બેન બે વર્ષની છે. બીજાં કેટલા વર્ષ પછી તે આઠ વર્ષની થશે ?

( ૧૭ ) બે ગાયના પગ, બે કાગડાના કરતાં કેટલા વધારે થાય ?

( ૧૮ ) મારાં બે ગજવાંમાં દરેકમાં ચાર ચાર લખોટા છે. તેમાંથી છ લખોટા મેં આપી દીધા તો કેટલા લખોટા બધા મળી મારી પાસે રહ્યા ?

(૧૯) એક દાબડીમાં આઠ પેન છે. એક છોકરો તે દાબડી આગળ બે વખત ગયો ને દરેક વખત ચાર ચાર પેન લઇ ગયો તો બાકી કેટલી પેન રહી?

(૨૦) રૂસ્તમ પાસે જેટલા રૂપિઆ છે તે કરતાં જમશેદ પાસે બેવડા છે. જમશેદ પાસે આઠ રૂપિયા હોય તો રૂસ્તમ પાસે કેટલા?

(૨૧) એક ખુંટી ભોંયમાં દાટી છે. તેની આખી લંબાઇ આઠ ઇંચ છે. તે ખુંટીનો જેટલો ભાગ જમીનમાં દટાયલો છે તેટલોજ ભાગ બહાર રહેલો છે, તો બહાર રહેલા ભાગની લંબાઇ શું હશે?

(૨૨) આઠ ચીજમાંથી ત્રણ ત્રણ ચીજ કેટલી વાર લેવાશે? બાકી શું રહેશે?

(૨૩) આ જાતના દાખલા બનાવી વર્ગમાં છોકરાઓએ એક બીજાને પુછવા.

## દાખલા ૧૨. ખ.

(૧)

| | | |
|---|---|---|
| ૨ + ૨ = | ૨ + ૧ + ૧ = | ૮ = ૩ + ૨ + |
| ૨ + ૨+ ૧= | ૨ + ૨ + ૨ = | ૭ = + ૧ + |
| ૩ + ૩+ ૧= | ૩ + ૨ + ૩ = | ૫ = ૧ + ૧ + |
| ૬ + ૩+ ૧= | ૪ + ૨ + ૧ = | ૪ = ૨ + ૧ + |
| ૮ - ૨ = | ૩ - ૨ = | ૭ - ૨ - ૨ = |
| ૮ - ૩- ૩= | ૩ - ૨ - ૧ = | ૮ - ૨ - ૨ -૨= |
| ૭ - ૧- ૨= | ૫ - ૧ - ૨ = | ૫ - ૧ - ૧ -૨= |

(૨)

| | | |
|---|---|---|
| ૩ + ૨= | ૨ + ૨ + ૨ = | ૮ - ૨ - ૬= |
| ૩ + ૨+ =૮ | ૨ + ૨ +૨+ =૮ | ૮ - ૨ - =૩ |
| ૨ + ૪= | ૩ + ૧ + =૮ | ૮ - ૪ = |
| ૨ + ૪+ =૮ | ૨ + ૧ + =૮ | ૮ - ૩ - = ૧ |
| ૪ × =૮ | ૨ × =૮ | ૩ × ૨ = |
| ૩ × ૨ + =૮ | ૨ × ૩ + =૮ | ૨ × ૨ + = ૮ |
| ૨ × ૨ + ૩= | ૩ × ૨ + ૧ = | ૪ × ૨ -૩= |

(૩) એક ઘરમાં આઠ માણસ વસે છે. તેમાંથી એક છોકરો ને બે છોકરી નિશાળે જાય છે. બે માણસો ધંધા માટે બહાર જાય છે ત્યારે ઘરમાં કેટલાં માણસો રેહતાં હશે?

(૪) એક માણસ પાસે પેર હતાં તેમાંથી બે એક છોકરાને, ત્રણ બીજા છોકરાને, ને એક ત્રીજા છોકરાને એમ વ્હેંચી આપ્યાં પછી તેની પાસે કાંઇ રહ્યું નહીં ત્યારે તેની પાસે કેટલાં પેર હશે ?

(૫) આઠ પૈસામાંથી મેં એક પૈસાની પેપરમીંટ, બે પૈસાની પેનસીલ અને ત્રણ પૈસાના કાગજ લીધાં ત્યારે મારી પાસે શું બાકી રહ્યું ?

(૬) એક માણસ પાસે આઠ કેળાં હતાં તેમાંથી દોઢિએ ત્રણ પ્રમાણે બે દોઢિઆંનાં કેળાં વેચ્યાં ને બાકીના પોતે ખાઇ ગયો. ત્યારે તેણે કેટલાં કેળાં ખાધાં હશે ?

(૭) દોઢિઆંનાં ચાર જાંબુ પ્રમાણે વેચતાં આઠ જાંબુના કેટલા પૈસા આવશે ?

(૮) આઠ કોડી છે. તેમાંથી પેહલા છોકરાએ આવી એક કોડી લીધી બીજાએ બે ને ત્રીજાએ ત્રણ લીધી ત્યારે હજી કેટલી કોડી બાકી રહી ?

(૯) આઠ કેરી દરેક માણસને એક આવે એમ વ્હેંચો તો કેટલા માણસમાં વ્હેંચી શકાશે ?

(૧૦) એક છોકરાને તેના બાપે પેહલે દહાડે એક દોઢિઉં આપ્યું પછી ત્રણ દિવસ રોજ બબે દોઢિઆં આપ્યાં. તો બધાં મળી આઠ દોઢિઆં થવા હજી કેટલાં દોઢિઆં જોઇશે ?

(૧૧) આઠ નારંગી ચાર જણામાં સરખે ભાગે આપતાં દરેકને કેટલી નારંગી મળશે ?

(૧૨) એક ગાય રોજ બે શેર દુધ આપે છે તે ચાર દહાડામાં જેટલું દુધ આપે તે રૂપિઆના ચાર શેર પ્રમાણે વેચો તો કેટલા રૂપિઆ આવશે ?

## પાઠ ૧૩.






નવ ચીજમાંથી એક જાય તો શું રહે? બે જાય તો શું રહે એમ છેક નવમાંથી નવ જાય તો શું રહે તે શોધી કાઢો.

કેટલા ને એક નવ? કેટલા ને બે નવ? કેટલા ને ત્રણ નવ? એમ કેટલા ને આઠ નવ સુધી શોધી કાઢો.

નવ સળી લો. તેના ત્રણ સરખા ઢગલા કરો. દરેક ઢગલામાં કેટલી સળી?

ત્રણ વખત ત્રણ લો તો શું થાય?

ત્રણ વખત ત્રણ લો થાય નવ. એમ અંકમાં લખી દેખાડો ૩×૩=૯ એટલે શું? ૩× =૯?

ત્રણ એકુ ત્રણ; ત્રણ દુ છ, ત્રણુ ત્રી નવ એમ અંકમાં લખો તથા મોઢેથી પાછા ઝડપમાં બોલી જાઓ.

નવ સળી લો. દરેક ઢગલાંમાં બે સળી આવે એવા તેમાંથી ઢગલા કરો. એવા કેટલા ઢગલા થશે? બાકી શું રહેશે?

ચાર દુ આઠ અને એક નવ એમ લખી દેખાડો.

અકેક ચીજ કેટલી વખત લેતાં નવ થશે?

૩+૩+૩ તે કેટલા? એજ દાખલો એજ અંક વાપરી લખવો હોય તો શું કરશો? (૩×૩)

૩+૩+૩= ૩×૩ એટલે શું સમજ્યા?

એજ પ્રમાણે ૨+૨+૨+૨= ૨×૪

અને ૧+૧+૧+૧+૧+૧+૧+૧+૧= ૧×૯ એ સમજાવો.

## દાખલા ૧૩. ક.

(૧)

| | | |
|---|---|---|
| ૯ = ૧ + | ૯ = ૨ + | ૯ = ૩ + |
| ૯ = ૪ + | ૯ = ૫ + | ૯ = ૬ + |
| ૯ = ૭ + | ૯ = ૮ + | ૯ = ૯ + |

(૨)

| | | |
|---|---|---|
| ૬ + ૩ = | ૯ − ૬ = | ૬ + = ૯ |
| ૯ − ૪ = | ૫ + ૪ = | ૪ + = ૯ |
| ૪ + ૩ = | ૯ − ૨ = | ૨ + = ૯ |
| ૯ − ૩ = | ૧ + = ૯ | ૩ + = ૯ |
| ૮ + = ૯ | ૯ − = ૨ | ૯ − = ૨ |
| ૩ + = ૯ | ૯ − = ૫ | ૯ − = ૬ |
| ૨ + = ૯ | ૬ + = ૯ | ૯ − = ૪ |
| ૮ + ૧ = | ૪ + ૫ = | ૯ − = ૧ |
| ૩ × = ૯ | ૩ × ૩ = | ૯ = ૩ × |

(૩)

| | | |
|---|---|---|
| ૩ + ૨ = | ૫ − ૪ = | ૭ − = ૧ |
| ૪ + ૫ = | ૬ − ૩ = | ૮ − = ૩ |
| ૩ + ૩ = | ૭ − ૬ = | ૯ − = ૬ |
| ૬ + ૧ = | ૯ − ૨ = | ૨ − = ૧ |
| ૪ + ૩ = | ૮ − ૫ = | ૩ − = ૧ |
| ૭ + ૧ = | ૯ − ૬ = | ૬ − = ૨ |
| ૨ + ૭ = | ૮ − ૭ = | ૯ − = ૭ |
| ૫ + ૩ = | ૯ − ૪ = | ૮ − = ૨ |

(૪)

| | | |
|---|---|---|
| ૨ × ૨ = | ૩ × = ૬ | ૮ = ૪ × |
| ૩ × ૨ = | ૨ × = ૮ | ૯ = ૩ × |
| ૨ × ૪ = | ૩ × = ૯ | ૬ = ૨ × |
| ૩ × ૩ = | ૨ × = ૨ | ૬ = ૩ × |
| ૫ × ૧ = | ૮ × = ૮ | ૪ = ૨ × |

(૫) નીચેના દાખલા અંક અને નિશાનીઓ વડે લખી દેખાડો.

બે વખત ત્રણ લો તેમાં બે ઉમેરો તો આઠ થાય.

ચાર વખત બે લઇ તેમાં એક ઉમેરો તો નવ થાય.

બેમાં બે ઉમેરો તેમાં ત્રણ ઉમેરો તેમાં બે ઉમેરો તેમાંથી ચાર બાદ કરો તો રહે પાંચ.

(૬) નીચેના દાખલાના ઝડપથી જવાબ આપો.

ત્રણ ત્રી ; પાંચ ને ત્રણ ; છમાંથી ચાર જાય તો ; ત્રણ દુ;
બે ચોક; પાંચ ને બે, ત્રણ ને છ; આઠમાંથી ત્રણ જાય તો ;
ચાર દુ ; બે ત્રી ; ત્રણ એકુ ; પાંચ એકાં ; બે દુ.

(૭) તમને નવ દિવસ છુટ્ટી છે. તેમાં ત્રણ દહાડા તો નીકળી ગયા તો હજી કેટલા દહાડા બાકી છે ?

(૮) નવ પૈસામાંથી કેટલા ખરચી નાખો તો તમારી પાસે ત્રણ બાકી રહે ?

(૯) એક ઝાડની અકેક ડાળી પર ત્રણ ત્રણ ફુલ થાય છે. તો કેટલી ડાળી તોડશો તો બધાં મળી નવ ફુલ થશે ?

(૧૦) એક દોઢિઆંની ત્રણ પૈ તો કેટલાં દોઢિઆંની નવ પૈ? બે દોઢિઆંના કેટલી પૈ ?

(૧૧) દોઢિઆંનાં ત્રણ કાગજ એ પ્રમાણે કેટલાં દોઢિઆંનાં નવ કાગજ આવશે ?

(૧૨) એક રૂપિઆની નવ કોપીબુક આવે છે. મારી પાસે બે કોપીબુક છે. બીજી કેટલી વધારે હોય તો રૂપિઆની કિમત થાય ?

(૧૩) મારી બેન બે વર્ષની છે. તેની ને મારી ઉમર મળી નવ વર્ષ થાય છે તો મારી ઉમર શું હશે ?

( ૧૪ ) હમણાં મારી ઉમર નવ વર્ષની છે તો મારી ચાર વર્ષ અગાઉ શું ઉમર હશે ?

( ૧૫ ) એક છોકરા પાસે નવ આના હતા તેમાંથી તેણે છ આનાની એક ચાકુ લીધી તો બાકી તેની પાસે શું રહ્યું ?

( ૧૬ ) નવ પેનસીલ ત્રણ છોકરાને સરખે ભાગે આપો તો દરેકને કેટલી આવશે ?

( ૧૭ ) નવ સળી છે. એકેક છોકરો બબે સળી ઉંચકી જાય તો કેટલા છોકરાઓને બબે સળી મળશે ? બાકી શું રહ્યું ?

( ૧૮ ) ત્રણ દોઢિઆં વટાવી તેની એક છોકરાએ પૈ કીધી; બે પૈ ભીખારીને આપી તો બાકી તેની પાસે શું રહ્યું ?

( ૧૯ ) એક છોકરો નવ ટીકીટ એકઠી કરવા ધારે છે. તેની પાસે છ ટીકીટ છે તો હજી બીજી કેટલી એકઠી કરવી પડશે ?

( ૨૦ ) આ જાતના દાખલા બનાવી વર્ગમાં છોકરાઓએ એક બીજાને પુછવા.

### દાખલા ૧૩. ખ.

( ૧ )

| | | |
|---|---|---|
| ૯ = ૩ + ૨ + | ૩ + ૨ + ૩ = | ૪ – ૧ – ૧ = |
| ૯ = ૨ + ૧ + | ૪ + ૩ + ૨ = | ૫ – ૨ – ૧ = |
| ૯ = ૫ + ૩ + | ૨ + ૧ + ૩ = | ૮ – ૩ – ૪ = |
| ૯ = ૧ + ૨ + ૩ + | ૩ + ૩ + ૨ = | ૯ – ૨ – ૧ = |
| ૯ = ૧ + ૧ + ૧ + | ૨ + ૧ + ૪ = | ૯ – ૩ – ૪ = |
| ૯ = ૨ + ૨ + ૨ + | ૫ + ૩ + ૧ = | ૫ – ૧ – ૨ = |
| ૯ = ૨ × ૪ + | ૩ × ૨ + ૨ = | ૩ × ૩ – ૨ = |
| ૯ = ૩ × ૨ + | ૨ × ૪ + ૧ = | ૪ × ૨ – ૩ = |
| ૯ = ૫ × ૧ + | ૨ × ૩ + ૨ = | ૩ × ૩ – ૪ = |

( ૨ ) એક દોઢિઆંની ત્રણ પૈ તો બે દોઢિઆંની કેટલી ? ત્રણની કેટલી ?

( ૩ ) એક આનાનાં ચાર દોઢિઆં આવે છે. એક માણસે એક બેઆની વટાવી તેનાં દોઢિઆં લીધાં. હજી બીજાં કેટલાં દોઢિઆં હોય તો તેની પાસે નવ દોઢિઆં થાય ?

(૪) એક છોકરા પાસે નવ કેરી હતી તેમાંથી પેહલે દહાડે એક, બીજે દહાડે પેહલા દહાડા કરતાં બમણી, ને ત્રીજે દહાડે બીજા દહાડા કરતાં બમણી એમ કેરી ખાધી ત્યારે હવે તેની પાસે કેટલી કેરી હશે ?

(૫) છ પૈનાં દોઢિઆં કેટલાં ? નવ પૈનાં કેટલાં ?

(૬) એક વર્ગમાં રજાના વખતમાં નવ છોકરા બેઠા છે. બે પાઠ વાંચે છે ત્રણ દાખલા કરે છે ને બાકીના રમે છે. કેટલા છોકરા રમે છે ?

(૭) નવ પૈસાની એવી ઢગલી કરો કે દરેક ઢગલીમાં ચાર પૈસા આવે. એવી કેટલી ઢગલી થશે ? કેટલા પૈસા ઢગલી થવા વગર રહેશે ?

(૮) મેં સોમવારે બે પાઠ વાંચ્યા, મંગળવારે એક, બુધવારે ત્રણ વાંચ્યા, ભરેસપતવાર સુધીમાં મારે નવ પાઠ પુરા કરવા હોય તો ભરેસપતવારે કેટલા પાઠ વાંચવા જોઇએ ?

(૯) એક માણસ પાસે નવ રૂપિઆ હતા. તેમાંથી ત્રણ રૂપિઆ પોતે રાખી બાકીના પોતાના ત્રણ છોકરાને સરખે ભાગે વ્હેંચી આપ્યા તો દરેક છોકરાને શું મળ્યું હશે ?

(૧૦) ત્રણ છોકરાઓ હારબંધ ઉભા છે. તેમની પછવાડે પણ બીજા છોકરાઓ તેવીજ રીતે ઉભા છે. જેટલા છોકરા પહેલી હારમાં છે તેટલી બધી મળી હાર છે. ત્યારે બધા મળી છોકરા કેટલા હશે ?

(૧૧) એક રૂપિઆના ચાર પાવલા તો નવ પાવલાના રૂપિઆ કરાવવા હોય તો કેટલા રૂપિઆ થશે ? બાકી કાંઇ રેહશે કે ?

(૧૨) રૂપિઆની આઠ બેઆની તો નવ બેઆનીના કેટલા રૂપિઆ લેવાશે ? બાકી શું વધશે ?

## પાઠ ૧૪.



□ □ □ □ □ □ □ □ □ □ **દશ ૧૦.**

બંને હાથમાં આંગળાં કેટલાં? સઘળાં આંગળાં ઉંચાં કરો. તેમાંથી એક વાળી દો. હવે કેટલાં આંગળાં થયાં? દશમાંથી એક જાય તો શું રહે? કેટલાં ને એક દશ? એ પ્રમાણે બે આંગળાં વાળી દો ને દશમાંથી બે જાય તો શું રહે? કેટલા ને બે દશ? એમ સઘળાં આંગળાં વાળી રહો ત્યાં સુધી કર્યા જાઓ.

દશ સળીના બે સરખા ઢગલા કરો તો દરેક ઢગલામાં કેટલી સળી આવશે?

પાંચ ચીજ બે વખત લો તો શું આવશે? એ દાખલા અંકમાં લખો.

પાંચ દુ દશ ૫×૨=૧૦ એટલે શું સમજ્યા?

બે સળીની ઢગલી કરો. એવી એવી કેટલી ઢગલી લેશો તો દશ થશે તે શોધો.

બબ્બે ચીજ પાંચ વખત લો તો દશ થશે એમ અંકથી લખી દેખાડો.

બે એકાં બે, બે દુ ચાર, બે ત્રી છ, બે ચોક આઠ, બે પચાંમ દશ એમ અકેકની નીચે લખી કોઠો બનાવો.

પાંચ ચીજ બે વખત લો, ને બે ચીજ પાંચ વખત લો તો બધી લીધેલી ચીજમાં કાંઇ ફેર પડશે કે?

દશ સળી મુકી તેમાંથી ત્રણ ત્રણ લઇ લો તો કેટલી વખત લેવાશે? બાકી કાંઇ રહેશે કે? શું રહેશે?

દશ સળીમાંથી ચાર ચાર સળી કેટલી વખત લેવાશે ને બાકી શું રેહશે?

દશ અંકમાં કેમ લખો છો? એ લખવા માટે આપણે કેટલા આંકડા વાપરીએ છીએ? એકથી નવ સુધી દરેક સંખ્યા લખવા અત્યાર સુધી કેટલા આંકડા વાપર્યા હતા?

## દાખલા ૧૪. ક.

(૧)

| | | | |
|---|---|---|---|
| ૧૦ = ૧ + | ૧૦ = ૨ + | ૧૦ = ૩ + | ૧૦ = ૪ + |
| ૧૦ = ૫ + | ૧૦ = ૬ + | ૧૦ = ૭ + | ૧૦ = ૮ + |
| ૧૦ = ૯ + | ૧૦ = ૧૦ + | | |

(૨)

| | | | |
|---|---|---|---|
| ૧૦ − ૬ = | ૧૦ − ૮ = | ૧૦ − ૧ = | ૧૦ − ૯ = |
| ૧૦ − ૩ = | ૧૦ − ૭ = | ૧૦ − ૫ = | ૧૦ − ૨ = |
| ૧૦ − ૪ = | ૬ + = ૧૦ | ૭ + = ૧૦ | ૨ + = ૧૦ |
| ૫ + = ૧૦ | ૮ + = ૧૦ | ૧ + = ૧૦ | ૩ + = ૧૦ |
| ૪ + = ૧૦ | ૪ + ૫ = | ૩ + ૬ = | ૭ + ૧ = |
| ૩ + ૫ = | ૨ + ૨ = | ૭ + ૩ = | ૬ + ૨ = |
| ૪ + ૫ = | ૮ + ૨ = | ૯ + ૧ = | ૩ + = ૮ |
| ૨ + = ૭ | ૨ + ૬ = | ૮ + ૨ = | ૧૦ − = ૪ |
| ૮ − = ૨ | ૯ − = ૬ | ૫ − = ૧ | ૪ − ૪ = |
| ૭ − ૪ = | ૮ − ૫ = | ૧ + ૧ = | ૫ + ૨ = |
| ૬ − = ૧ | ૨ + = ૯ | ૬ + = ૧૦ | ૭ + = ૮ |
| ૮ − = ૨ | ૭ − = ૩ | ૩ + ૩ = | ૪ − ૪ = |
| ૫ + ૫ = | ૧૦ − = ૭ | ૯ − = ૭ | ૮ − = ૭ |
| ૬ + ૩ = | ૪ + ૪ = | ૨ + ૮ = | ૧૦ − = ૩ |

(૩)

| | | | |
|---|---|---|---|
| ૨ × ૧ = | ૩ × ૧ = | ૫ × ૧ = | ૩ × = ૯ |
| ૨ × ૨ = | ૩ × ૨ = | ૫ × ૨ = | ૪ × = ૮ |
| ૨ × ૩ = | ૩ × ૩ = | ૨ × = ૧૦ | ૧૦ = ૫ × |
| ૨ × ૪ = | ૪ × ૧ = | ૩ × = ૬ | ૬ = ૨ × |
| ૨ × ૫ = | ૪ × ૨ = | ૨ × = ૮ | ૯ = ૩ × |

(૪)

| | | |
|---|---|---|
| ૨ × ૩ + ૨ = | ૫ × ૧ + ૪ = | ૨ × ૩ + ૪ = |
| ૩ × ૩ + ૧ = | ૭ × ૧ + ૩ = | ૬ × ૧ + ૩ = |
| ૪ × ૨ + ૧ = | ૪ × ૨ + ૨ = | ૭ × ૧ + ૩ = |

(૫) એક માણસને દશ છોકરાં છે. તેમાં ચાર છોકરી છે તો છોકરા કેટલા ?

(૬) દશ રૂપિઆમાંથી કેટલા ખરચી નાખો તો સાત રહી જાય ? કેટલા ખર્ચો તો ચાર રહે ?

(૭) દશ દહાડાની છુટીમાંથી એક અઠવાડિયું તો નીકળી ગયું ત્યારે કેટલા દહાડા રજા બાકી રહી હશે ?

(૮) એક ચોપડીની કીમત દશ આના છે. મારી પાસે ચાર આના છે તો બીજા કેટલા આના હશે તો હું તે ચોપડી લઇ શકીશ ?

(૯) એક માણુસ પાસે દશ બોર હતાં. તેણે પાંચ છોકરાઓને સરખે ભાગે વહેંચી આપ્યાં તો દરેક છોકરાને કેટલાં મળ્યાં ?

(૧૦) પાટીઆં પર દશ કાપા પાડેલા છે. અકેક છોકરો આવી ત્રણ ત્રણ કાપા ભુસી નાખી જાય તો ત્રણ છોકરા આવી ગયા પછી કેટલા કાપા રેહેશે ?

(૧૧) દશ છોકરા વર્ગમાં બેઠા છે. દરેક બાંક પર સરખી સંખ્યા છે તો કેટલા બાંક પર છોકરા બેઠા હશે ?

(૧૨) બબે ચીજ દશ ચીજમાંથી કેટલી વખત લઇ શકાય ?

(૧૩) મને મારા બાપે ગઇ કાલે ચાર દોઢિયાં ને આજે છ દોઢિયાં આંપ્યાં ને મારા ભાઇને ગઇ કાલે બે ને આજે થોડાં દોઢિયાં આપ્યાં. મને ને મારા ભાઇને સરખાજ પૈસા મળ્યા તો મારા ભાઇને આજે શું આપ્યું હશે ?

(૧૪) દરેક હારમાં બે છોકરા ચાલે તો દશ છોકરાની કેટલી હાર થશે ?

(૧૫) બબે દોઢિયે એક પેર હોય તો દશ દોઢિયાંનાં કેટલાં પેર આવશે ?

(૧૬) હું મારા બાપા જોડે આજે બજારમાં ગયો હતો. મારા બાપે દશ રૂપિયાની નોટ વટાવી તેમાંથી મારે માટે મારી બેન માટે તથા મારા ભાઇ માટે બુટ લીધાં. દરેક બુટની જોડીની કીમત રૂપિયા ત્રણ હતી. બાકી રહેલા રૂપિયા મને રાખવા આપ્યા છે તો હમણાં મારાં ગજવામાં કેટલા રૂપિયા છે ?

(૧૭) મેં એક બેઆની વટાવી દોઢિયાં લીધાં. હજી બીજાં કેટલાં દોઢિયાં હોય તો મારી પાસે દશ દોઢિયાં થાય ?

(૧૮) આ જાતના મોંઢે દાખલા જોડી છોકરાઓએ વર્ગમાં પુછવા.

## દાખલા ૧૪. ખ.

(૧)

| | | |
|---|---|---|
| ૧૦=૧+૨+ | ૧૦=૩+૨+ | ૧૦=૧+૧+ |
| ૧૦=૨+૪+ | ૧૦=૪+૩+ | ૧૦=૨+૨+ |
| ૧૦=૭+૨+ | ૧૦=૭+૩+ | ૧૦=૩+૩+ |
| ૧૦=૪+૪+ | ૧૦=૫+૫+ | ૧૦=૧+૨+૩+ |
| ૧૦=૩×૨+ | ૧૦=૪×૨+ | ૧૦=૩+૩+ |
| ૧૦=૨×૪+ | ૧૦=૭×૧+ | ૧૦=૨+૩+ |

(૨) એક મજુર એક દહાડો બે આના ને બીજા બે દહાડા ત્રણ ત્રણ આના કમાયો તો બધા મળી દશ આના કમાવા હજી તેણે શું કમાવું જોઇએ ?

(૩) મારી પાસે દશ દોઢિયાં છે. મારે તે ત્રણ દહાડા ચલાવવાં છે. સોમવારે ને મંગળવારે મેં રોજ ચાર દોઢિયાં ખર્ચ કર્યાં. તો બુધવારે મારાથી શું ખર્ચ થઇ શકશે ?

(૪) મેં પહલે દહાડે એક નારંગી ખાધી. બીજે દહાડે પહેલા દહાડા કરતાં બમણી ને ત્રીજે દહાડે બીજા દહાડા કરતાં બમણી ખાધી. મારી પાસે બધી મળી દશ નારંગી હોય તો હવે બાકી કેટલી રહી હશે ?

(૫) દશમાંથી ત્રણ લો, જે રહે તેમાંથી બે લો, જે રહે તેમાંથી પાંચ લો, હવે બાકી શું રહ્યું ?

(૬) દશ રૂપિયાની એક નોટ વટાવી પાંચ રૂપિયાની નોટો લીધી તો પાંચ રૂપિયાની કેટલી નોટો આવી હશે ?

(૭) એક રૂપિયાની આઠ બેઆની આવે છે. તો દશ બેઆની-માંથી કેટલા રૂપિયા લઇ શકાય ? બાકી શું રહે ?

(૮) ચાર દોઢિયાંનો આનો એક; તો દશ દોઢિયાંની કેટલી બેઆની લેવાય ? બાકી શું રહે ?



# પ્રકરણ ૪.

## (૧૧ થી ૨૦ સુધી સંખ્યાની ગણુત્રી. ૧ થી ૨૦ સુધી સંખ્યાના એક અંક વડે સરવાળા તથા બાદબાકી.)

### પાઠ ૧૫.


૧૦+૧=૧૧


૧૦+૨=૧૨


૧૦+૩=૧૩


૧૦+૪=૧૪


૧૦+૫=૧૫

૧૦+૬=૧૬; ૧૦+૭=૧૭; ૧૦+૮=૧૮ ૧૦+૯=૧૯



૧૦+૧૦=૧૦×૨=૨૦



દશ સળીની એક ભારી દોરી વડે બાંધો. એ ભારી જોડે એક બીજી સળી લો. બધી મળી કેટલી સળી થઇ ?

કોઇ પણ ચીજ દશ સાથ લો ને તેનું નામ " દશક " એમ હવેથી કહેજો ને છુટી ચીજનું નામ "એકમ" કરી કહેજો. હવે ૧૧ માં દશક કેટલા ને બાકી એકમ કેટલા ?

ચીત્રમાં એક છુટો ઘન છે તેવા કેટલા ઘન તેની પાસેના લાંબા કકડામાં છે ? પાંચ કાળા ઘન ને પાંચ સફેદ ઘન જોડી એક લાકડાંનો કકડો બનાવ્યો હોય તો તેમાં કેટલા ઘન હોય ? તે કેટલા દશક ?

એવો લાંબો કકડો દશક લેખે વાપરવો ને ટેબલપર એવા લાંબા કકડા અને છુટક ઘન મુકયા છે તે લઇ ૧૭ બનાવી દેખાડો.

હું દશક ને એકમના કકડા જુદી જુદી રીતે ગોઠવી મુકું છું. તે કેટલા છે તે જોઇ કહો.

તમારી પાસે સળીઓ તથા દોરીના કકડા મુકયા છે, તેમાંથી દોરીવડે દશ દશ સળીની બે ઢગલી બાંધો. બાકીની છુટી સળી રહેવા દો.

હવે એ સળીઓ વડે ૧૮ કરી દેખાડો. ૨૦ દેખાડો. ૨૦ માં દશક કેટલા? ૧૮ માંથી ૮ લો તો કેટલા રહે? ૧૬ માંથી ૬ જાય તો? ૧૪ માંથી ૪ જાય તો કેટલા? એ સળીઓ લઇ શોધી કાઢો.

## દાખલા ૧૫.

(૧)

| | | | |
|---|---|---|---|
| ૧૦+ ૪= | ૧૦+ ૩= | ૧૦+ ૮= | ૧૮+૧૦= |
| ૧૦+ ૬= | ૧૦+ ૭= | ૧૦+ ૨= | ૧+૧૦= |
| ૧૦+ ૧= | ૧૦+ ૯= | ૧૦+ ૫= | ૫+૧૦= |
| ૬+૧૦= | ૮+૧૦= | ૭+૧૦= | ૯+૧૦= |
| ૧૧– ૧= | ૧૫– ૫= | ૧૬– ૬= | ૧૮– ૮= |
| ૧૪– ૪= | ૧૩– ૩= | ૧૯– ૯= | ૧૨– ૨= |
| ૧૭– ૯= | ૨૦–૧૦= | ૧૦+૧૦= | ૧૦– ૦= |

(૨) એક માણસ પાસે પંદર રૂપિયા છે તેમાંથી દશ રૂપિયાની નોટ તેને કેટલી મળશે? બાકી કેટલા રૂપિયા રહેશે?

(૩) ૧૨ માં દશક કેટલા ને એકમ કેટલી? દશકનો આંક એકમના આંકની જમણી બાજુએ લખો છો કે ડાબી?

(૪) ૧૫ સળીમાંથી દશ સળીની એક ભારી બાંધો તો છુટી "એકમ" સળી કેટલી રહે?

(૫) એક દશક ને આઠ એકમ એટલે કેટલા થાય? ૧૯ એમાં દશક કેટલા?

(૬) વીશ રૂપિયામાંથી દશ દશની કેટલી નોટો લેવાશે?

(૭) દશમાં દશક કેટલા ને એકમ કેટલી? ૧૦ એ આંકડામાં ૧ શું દેખાડે છે ને મીડું શું દેખાડે છે?

## પાઠ ૧૬.

પાંચમાંથી ત્રણ જાય તો શું રહે? એક દશક ને પાંચ એકમ હોય તેમાંથી ત્રણ એકમ લઇ લો તો બાકી શું રહે?

ત્યારે પંદરમાંથી ત્રણ બાદ કરો તો શું રહે?

૯ માંથી ૭ જાય તો શું રહે? ૧ દશક ને નવમાંથી ૭ જાય તો શું રહે? ૧૯ માંથી ૭ જાય તો શું રહે?

એમાં ૭ ઉમેરો તો શું થાય? એક દશક ને એમાં ૬ ઉમેરો તો શું થાય? બાર ને ૭ કેટલા?

## દાખલા ૧૬.

(૧)

| | | | |
|---|---|---|---|
| ૧૦+૧= | ૧૧+૧= | ૧૨+૧= | ૧૩+૧= |
| ૧૦+૨= | ૧૧+૨= | ૧૨+૨= | ૧૩+૨= |
| એમ ૧૦+૧૦ સુધી ગણો | એમ ૧૧+૯ સુધી ગણો | એમ ૧૨+૮ સુધી ગણો | એમ ૧૩+૭ સુધી ગણો |
| ૧૪+૧= | ૧૫+૧= | ૧૬+૧= | ૧૭+૧= |
| ૧૪+૨= | ૧૫+૨= | ૧૬+૨= | ૧૭+૨= |
| એમ ૧૪+૬ સુધી ગણો | એમ ૧૫+૫ સુધી ગણો | એમ ૧૬+૪ સુધી ગણો | ૧૭+૩= |
| ૧૮+૧= | ૧૯+૧= | | |
| ૧૮+૨= | | | |

(૨)

| | | | |
|---|---|---|---|
| ૫+૩= | ૪+૪= | ૧+૮= | ૯+૧= |
| ૧૫+૩= | ૧૪+૪= | ૧૧+૮= | ૧૯+૧= |
| ૭+૨= | ૬+૨= | ૩+૬= | ૪+૫= |
| ૧૭+૨= | ૧૬+૨= | ૧૩+૬= | ૧૪+૫= |
| ૮+૨= | ૧+૬= | ૩+૫= | ૪+૨= |
| ૧૮+૨= | ૧૧+૬= | ૧૩+૫= | ૧૪+૨= |
| ૬–૫= | ૯–૫= | ૮+૬= | ૭–૪= |
| ૧૬–૫= | ૧૯–૫= | ૧૮–૬= | ૧૭–૪= |

(૩)

| | | | |
|---|---|---|---|
| ૧૨+૬= | ૧૦+૮= | ૧૪+૫= | ૧૭+૧= |
| ૧૧+૭= | ૧૩+૩= | ૧૫+૨= | ૧૧+૯= |
| ૧૭–૭= | ૧૫–૪= | ૧૯–૫= | ૧૩–૨= |
| ૧૨–૨= | ૧૬–૫= | ૧૮–૫= | ૧૪–૪= |

(૪) એક દશક ને બે એકમમાં ૭ એકમ ઉમેરો તો કેટલા દશક ને કેટલી એકમ થઇ?

( ૫ ) એક માણસ પાસે દશ રૂપિયાની નોટ ને બે રૂપિયા રોકડા છે. તેને પાંચ રૂપિયા બીજા મળ્યા. બધા મળી તેની પાસે કેટલા રૂપિયા થયા ?

( ૬ ) પંદરમાં જેટલી એકમ છે તેમાં બીજી કેટલી એકમ ઉમેરો તો બધી મળી નવ એકમ ને એક દશક થાય ?

## પાઠ ૧૭.

૯+૫ કેટલા થાય તે આંગળા પર કે સળી વડે ગણી કહો.

નવ ને કેટલા દશ થાય ? એક ને કેટલા પાંચ ? ત્યારે નવમાં પાંચ ઉમેરવા કહું તો તમે મોંઢેથી નવ ને એક દશ ને દશ ને ચાર ચૌદ એમ ગણી શકશો નહીં ?

( સુચનાઃ—આ રીત શિક્ષકે વધારે લંબાણથી સમજાવવી. )

આઠ ને સાત કેટલા તે આંગળાં પર ગણો.

હવે આઠ ને કેટલા દશ ? બે ને કેટલા સાત ? એ તો તમને મોંઢેથી આવડે છે કે નહીં ? ત્યારે આઠ ને સાત ઉમેરવા માટે પહેલાં આઠમાં બે ઉમેરી પછી બીજા પાંચ ઉમેરો તો જવાબ શું આવશે ?

એજ પ્રમાણે ૬ માં નવ ઉમેરવા કહે તો પહેલાં છ માં શું ઉમેરશો ? પછી શું ?

ત્યારે જે સંખ્યાઓનો સરવાળો દશથી વધારે થતો હોય ત્યાં પહેલાં એવો સરવાળો કરો કે દશ થાય, પછીની બાકીની રકમ ઉમેરી દો.

પાંચ ને આઠ ઉમેરવા હોય તો શું કરશો ? પાંચ ને કેટલા દશ ? હજી આઠમાંથી શું ઉમેરવાનું રહ્યું છે ?

### દાખલા ૧૭. ક.

(નવમાં કોઇ પણ એક અંકની સંખ્યા ઉમેરવી.)

૯+૧=૧૦

( ૧ )*

| | | | |
|---|---|---|---|
| ૨=૧+ | ૬=૧+ | ૪=૧+ | ૭=૧+ |
| ૫=૧+ | ૩=૧+ | ૮=૧+ | ૯=૧+ |

* આ નિશાનીવાળાં દાખલાઓ વારે ઘડી પુછી તે તદન પાકે થાય ત્યાં સુધી વિદ્યાર્થિઓ પાસે કરાવવા. એથી આ જાતના સરવાળા કરવા માટે આપેલી સંખ્યાના કેમ ભાગ કરવા તે સમજ પડશે.

# પ્રકરણ ૧૧.

## (ત્રણ અંકી સંખ્યાના સરવાળા તથા બાદબાકી.)

### પાઠ ૪૫.

૯૭+૮૫ એ સરવાળાના એકમો ઉમેરો. કેટલા થયા? હવે દશકો ઉમેરો. કેટલા થયા? (૧૭ દશક ને ૧૨.) ૧૨ માં કાંઇ દશક છે કે? ત્યારે કેટલા દશક ને કેટલા એકમ થાય? ૧૭ દશક ને એક બીજો દશક મળી કેટલા દશક? ૧૮ દશકમાં સો કેટલા? ત્યારે જવાબ શું થાય?

૧૨૩+૨૩૪ એ સરવાળામાં સઘળા એકમ ઉમેરો, દશક ઉમેરો, શતક (સો) ઉમેરો. જવાબ કેટલા સો, કેટલા દશક ને કેટલા એકમ?

૬૯૭+૩૮૩. એમાં એકમો ઉમેરો. કેટલા એકમો? દશ એકમોમાં દશક કેટલા? હવે ૯+૮+૧ દશકનો સરવાળો શું? ૧૮ દશકમાં શતક કેટલા? બીજા શતક દાખલામાં કેટલા છે? ત્યારે ૬+૩+૧ શતક તે કેટલા? તો જવાબ શું થયો?

૮૯૩+૭૮૯ એ દાખલો કરવાની રીત નીચે આપી છે તે તપાસો.

૮૯૩+૭૮૯.

| | શતક | દશક | એકમ |
|---|---|---|---|
| | ૮ | ૯ | ૩ |
| + | ૭ | ૮ | ૯ |
| = | ૧૫ | ૧૭ | ૧૨ |
| = | ૧૫ | ૧૮ | ૨ |
| = | ૧૬ | ૮ | ૨ |

  ૮૯૩
+૭૮૯
———
૧૬૮૨
જવાબ

(રીતઃ—૯ ને ત્રણ બાર; બારના બે, વદી ૧, ૯ ને ૮, સતર વદી ૧ અઢાર; અઢારના આઠ, વદી ૧, આઠ ને સાત પંદર ને એક સોલ જવાબ ૧૬ સો બેઆસી અથવા એક હજાર છસો બેઆસી.)

ઉપલા દાખલામાં જમણા હાથ પર લખેલી રીતે બારના બે વદી ૧, તે શું તે સમજાવો. એમજ અઢારના આઠ વદી ૧ તે પણ સમજાવો.

એજ પ્રમાણે ૩૪૭+૪૫૮ એ દાખલો વર્ગને કરી બતાવો.

ઉપલા દાખલાની સંખ્યા એકેક નીચે લખતી વખતે ઉપરની એકમ નીચે નીચેની સંખ્યાનો શું અંક આવવો જોઇએ? દશક નીચે શું? શતક નીચે શું?

## દાખલો ૪૫. (લખીત.)

(૧)

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮૩ | ૪૮૪ | ૬૨૭ | ૫૧૨ | ૬૨૪ |
| +૩૦૭ | +૧૨૩ | +૧૩૪ | +૨૩૫ | +૩૧૩ |

(૨) ઉપર પ્રમાણે એકેક નીચે સંખ્યાઓ લખી નીચેના દાખલા કરી બતાવો.

| | | | |
|---|---|---|---|
| ૩૧૪+૨૫૩ | ૨૧૧+૩૨૫ | ૩૨૧+૪૩૨ | ૫૫૫+૨૨૨ |
| ૬૧૭+૪૧૧ | ૭૮૯+૨૦૦ | ૮૦૦+૩૧૩ | ૪૦૦+૫૦૦ |
| ૫૧૩+૬૯૯ | ૭૧૧+૨૧૫ | ૮૯૧+૭૯૯ | ૪૧૭+૩૮૨ |
| ૬૮૭+૯૧૩ | ૯૧૫+૧૭૧ | ૧૬૧+ ૮૨ | ૨૭૩+ ૯૧ |
| ૮૭+૧૯૩ | ૭૭+૩૬૫ | ૨૬૭+૪૧૮ | ૯૯૯+૯૯૯ |

| | | |
|---|---|---|
| ૧૨૩+૨૩૪+૩૪૫ | ૨૩૭+૩૪૪+૪૧૧ | ૬૧૨+૩૧૪+૧૫૭ |
| ૭૮૯+૧૫૬+૩૯૮ | ૪૯૮+૫૦૧+૬૦૦ | ૫૧૭+૩૩૩+૬૬૬ |
| ૨૩૪+૪૫૬+૩૧૦ | ૨૩૪+૪૮૧+૧૮૫ | ૬૧૨+૫૩૪+૭૯૮ |
| ૧૨૩+૪૫૬+૭૯૯ | ૨૬૭+૧૨૫+૨૩૦ | ૫૦૦+૨૦૧+ ૯૧ |
| ૯૧+૧૪૩+ ૭૫ | ૧૭૮+૨૦૩+૧૪૭ | ૬૭૮+૯૧૨+૩૪૧ |
| ૩૫૭+૨૩૩+૪૧૦ | ૭૭૭+૧૧૧+૨૨૨ | ૩૩૩+૪૪૪+૫૫૫ |
| ૬૦૧+૭૧૦+૮૦૫ | ૨૨૧+૩૪૫+૬૮૭ | ૯૧૨+૮૭૮+૯૯૯ |

| | |
|---|---|
| ૧૨૫+૨૫૬+૩૬૭+૪૯૮ | ૨૫૩+૪૬૭+૫૧૨+૬૧૩ |
| ૩૬૪+૪૧૨+૫૧૯+૬૧૭ | ૮૧૪+૯૧૩+૭૧૫+૫૬૭ |
| ૫૬૭+૬૧૫+૧૨૭+૨૮૯ | ૩૬૭+૪૧૬+૫૨૭+૮૭૯ |

[ સૂચના:—ઉપલા સઘળા દાખલામાં જો પહેલાં ઉપરથી નીચે આંકડા ગણ્યા તો જવાબ આવ્યા પછી પાછા નીચેથી ઉપર ગણી તપાસી જુઓ કે જવાબ ખરો છે કે નહીં. ]

(૩) એક માણસ પોતાના વડા છોકરાને રૂ. ૯૭૮, નાનાને રૂ. ૬૩૫ અને છોકરીને રૂ. ૭૯૭ આપી ગયો. ત્યારે તેની બધી મળી દોલત શું હશે?

(૪) એક ઉઘરાણીવાળાએ એક ઠેકાણેથી રૂ. ૪૭૫, બીજે ઠેકાણેથી રૂ. ૧૨૭, ત્રીજે ઠેકાણેથી રૂ. ૬૮૭ ને ચોથે ઠેકાણેથી રૂ. ૯૫ વસુલ કર્યા. ત્યારે તેણે બધા મળી કેટલા રૂપિયા વસુલ કર્યા ?

(૫) એક વેપારીને પેહલે વર્ષ ૧૨૭ રૂપિયા નફો થયો. બીજે વર્ષ રૂ. ૩૮૭ તથા ત્રીજે વર્ષ રૂ. ૫૪૫ નફો થયો. ત્યારે ત્રણ વર્ષ મળી તેને બધો મળી શું નફો થયો ?

(૬) ૨૩૬ માં ૨૩૬ કેટલી વખત ઉમેરો તો જવાબ ૯૪૪ આવે તે અકેક પછી એક સરવાળો કરી કહો.

## પાઠ ૪૬.

૩૩૫ એ પાટ, સળી અને ધન વડે બનાવો. એમાંથી ૧૮૭ બાદ કરવા છે તો શું કરશો ? પાંચ એકમમાંથી ૭ એકમ નહીં લેવાય તેથી શું કરશો ? ૩ સળીમાંની એક વટાવશો તો બધી મળી કેટલી થશે ? ૧૫ માંથી ૭ એકમ જાય તો શું બાકી રહે ? હવે એ સળીમાંથી ૮ સળી કેમ લેવાય ? ૧ પાટ વટાવો તો કેટલી બધી મળી સળી થાય ? ૧૨ સળીમાંથી આઠ લો તો શું રેહેશે ? હવે કેટલી પાટ રહી ? તેમાંથી કેટલી બાદ કરવી છે ? જવાબ શું આવ્યો ?

નીચે દાખલો સમજાવ્યો છે તે તપાસો.

| | |
|---|---|
| ૩૩૫<br>−૧૮૭<br>———<br>=૧૪૮ | [ સમજણ:—પાંચ એકમમાંથી ૭ જાય નહીં માટે ઉપરથી એક દશક વટાવી પાંચના કરવા પંદર તેમાંથી સાત જાય તો બાકી ૮. બે દશકમાંથી આઠ દશક જાય નહીં તો ઉપરના ત્રણ શતકમાંથી ૧ લઇ વટાવતાં ૧૨ દશકમાંથી ૮ જાય તો ચાર દશક રહે. બે શતકમાંથી ૧ લો તો રહે ૧ શતક. જવાબ એકસો ઉડતાળીસ. ] |

એ પ્રમાણે ૫૪૦−૧૫૬ એ દાખલો કરી સમજાવો.

### દાખલા ૪૬. (લખીત.)

(૧)

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮૨ | ૪૧૩ | ૫૧૪ | ૬૨૬ | ૮૧૦ |
| −૧૨૧ | −૨૨૭ | −૩૮૫ | −૫૯૪ | −૭૫૩ |

(૨) ઉપરના દાખલા પ્રમાણે સંખ્યા એકેક નીચે લખી નીચેના દાખલા કરો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧૨– ૭૯ | ૨૭૪–૧૨૩ | ૩૨૭–૨૧૫ | ૪૧૮–૩૦૭ | ૫૦૧–૨૦૧ |
| ૩૪૭–૨૪૯ | ૫૭૭–૩૭૭ | ૬૮૯–૪૯૧ | ૨૧૩–૧૧૮ | ૩૫૭–૨૬૧ |
| ૫૪૭–૩૪૬ | ૩૧૧–૨૭૯ | ૪૫૩–૩૬૧ | ૨૩૭–૧૪૨ | ૩૪૫–૨૬૭ |
| ૬૪૯–૫૮૭ | ૭૪૯–૨૧૩ | ૪૫૫–૨૭૦ | ૨૭૦–૧૩૫ | ૫૬૧–૩૭૮ |
| ૭૫૧–૫૪૩ | ૮૨૫–૫૩૭ | ૬૧૭–૪૨૮ | ૪૧૪–૨૩૫ | ૭૦૧–૪૫૧ |

(૩) એવી સંખ્યા શોધી કાઢો કે જેમાં ૨૫૩ ઉમેરો તો જવાબ ૪૪૭ આવે.

(૪) એક સંખ્યામાંથી ૧૪૭ બાદ કરો તો જવાબ ૯૯ આવે છે. તો તે સંખ્યા શું?

(૫) મેં એક ઘોડો ૬૫૭ રૂપિયે વેચાતો લીધો. ને તે ૮૧૫ રૂપિયે વેચ્યો તો મને નફો શું થયો હશે?

(૬) એક વેપારીએ એક ચીજ ૮૧૩ રૂપિયે ખરીદ કરી ૬૭૩ રૂપિયે વેચી તો તેને ખોટ શું ગઇ હશે?

(૭) મેં એક ગાડી ૫૧૭ રૂપિયે ખરીદ કરી. તેને સમરાવા તે પર રૂ. ૧૧૩ ખર્ચ કર્યો. પછી તે ગાડી મેં રૂ. ૮૧૩ લઇ વેચી. તો મને નફો શું થયો?

(૮) ૯૭૫ રૂપિયામાંથી ૩૨૫ રૂપિયા કેટલી વખત બાદ કરી શકાય તે એકેક પછી એકેક બાદબાકી કરી શોધી કાઢો.

(૯) એક માણસ પાસે ૬૧૫ રૂપિયા છે. તેમાંથી તે દર મહિને રૂ. ૧૨૩ ખર્ચે છે તો તે કેટલે મહિને સઘળા રૂપિયા પુરા કરી રહેશે તે બાદબાકી કરી શોધી કાઢો.

(૧૦) એક લશકરની ટુકડીમાં ૯૫૧ માણસો છે. તેમાંથી ૧૨૭ જણુ લડાઇમાં માર્યા ગયા. ૨૧૩ જણા માંદા પડયા ને ૭૫ જણા કેદ પકડાયા તો હવે બાકી કેટલા માણસ રહયા? તે માત્ર બાદબાકીથી શોધી કાઢો.

(૧૧) એક માણસે ત્રણ ઘોડા દરેક રૂ. ૩૭૫ ની કિમતે વેચાતા લીધા. પેહલો ઘોડો ૪૧૬ રૂપિયે વેચ્યો. બીજો ઘોડો ૩૦૦ રૂપિયે ને ત્રીજો ઘોડો ૫૧૮ રૂપિયે વેચાયો. ત્યારે બધો મળી તે માણસને નફો શું થયો?

( ૧૨ ) એક સંખ્યામાં ૨૩૭ ઉમેરો તો તે સંખ્યા ૪૧૬ થાય છે તો તે સંખ્યા શું ?

## પાઠ ૪૭.

૧૦૦૦—૧૪૭ એમાં ૦ માંથી સાત તો જાય નહીં તો શું કરશો ? ૧ દશક ક્યાંથી વટાવશો ? ૧ હજારમાં સો કેટલા ? ૧૦ સોમાંથી ૧ સો વટાવો તો દશક કેટલા આવશે ? ત્યારે ૧૦૦૦ વટાવી શતક, દશક તથા એકમ કરી સઘળાં ખાનામાં સંખ્યા મુકવી હોય તો કેમ થશે ?

| હજાર | સો | દશ | એક |
|---|---|---|---|
| ૧ | ૦ | ૦ | ૦ |

=

| હજાર | સો | દશ | એક |
|---|---|---|---|
| | ૯ | ૯ | ૧૦ |

માટે

૧૦૦૦—૧૪૭ એટલે

| | શતક. | દશક | એકમ. |
|---|---|---|---|
| | ૯ | ૯ | ૧૦ |
| − | ૧ | ૪ | ૭ |
| = | ૮ | ૫ | ૩ |

૧૦૦૦-૨૫૩ એ દાખલો કરી સમજાવો.

| | |
|---|---|
| ૧૦૦૦<br>−૨૫૩<br>———<br>૭૪૭ | [ સમજઃ—એક દશક વટાવતાં થાય ૧૦ એકમ તેમાંથી બાદ ૩ એકમ એટલે બાકી ૭. ૧ શતક વટાવતાં થયા ૧૦ દશક તેમાંથી વપરાયા ૧ દશક એટલે ૯ દશકમાંથી બાદ પાંચ, રહયા ૪ દશક, ૧ હજાર વટાવતાં ૧૦ શતક તેમાંથી ૧ શતક વપરાયો તેથી ૯ શતકમાંથી બાદ બે શતક, રહ્યા ૭ શતક ] |

[ બોલવામાં :—૦ ના થાય ૧૦, ૧૦ માંથી ૩ જાય બાકી ૭, નવમાંથી પાંચ જાય બાકી ચાર, નવમાંથી બે ગયા બાકી સાત. ]

**દાખલા ૪૭. ( લખીત. )**

( ૧ )

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| − ૧૧૧ | − ૨૩૩ | − ૩૪૭ | − ૪૮૨ | − ૨૧૪ |

( ૨ )

| | | | |
|---|---|---|---|
| ૫૦૦–૨૧૩ | ૪૦૦–૧૧૫ | ૩૦૦–૧૯૭ | ૬૦૦–૪૨૭ |
| ૧૦૦૦–૩૩૩ | ૧૦૦૦–૪૬૭ | ૧૦૦૦–૫૦૦ | ૧૦૦૦–૩૧૦ |
| ૧૦૦૦–૫૬૧ | ૧૦૦૦–૬૦૯ | ૧૦૦૦–૨૭૧ | ૧૦૦૦–૨૧૨ |

૭૦૦–૩૯૧

૧૦૦૦–૪૧૭



# પ્રકરણ ૧૨.

## ૧૧×૧ થી ૨૦×૧૦ સુધી મોઢેના ગુણાકાર

[સુચના:—આ પ્રકરણ પુરૂં કર્યા પછીજ પ્રકરણ ૧૩ લેવું એમ નથી. એ પ્રકરણનો અકેક પાઠ બીજાં પ્રકરણનાં પાઠો જોડે ચલાવવો વધારે ઠીક પડશે.)

### પાઠ ૪૮.

કોઇ પણ સંખ્યામાં ૧૧ મોંઢેથી ઉમેરવા હોય તો શું કરશો? ( પેહલાં ૧૦ ઉમેરી પછી ૧ ઉમેરવો. )

૧૫ માં ૧૧ ઉમેરો (૧૫+૧૦=૨૫, ૨૫+૧=૨૬.)

૧૧ માં ૧૧ ઉમેરો જે આવે તેમાં ૧૧ ઉમેરો એમ જવાબ ૧૧૦ આવે ત્યાં સુધી ઉમેરો.

૧૧×૭=૭૭ એટલે શું સમજો છો? ( ૧૧ ચીજ સાત વખત લો તો બધી મળી ૭૭ થાય છે.)

એજ પ્રમાણે ૧૧×૩=૩૩ એ સમજાવો.

૧૧×૩=૩૩ અને ૩×૧૧=૩૩ એ સળીઓ ગોઠવી દેખાડો.

૧૧×૫=૫૫ એ ઉપરથી ૫૫ ચીજના ૫ સરખા ભાગ કરો તો દરેક ભાગમાં શું આવે તે કહો. ૫૫ ના ૧૧ સરખા ભાગ કરો તો?

૫૮ ચીજના ૧૧ સરખા ભાગ કરતાં બાકી શું રહેશે?

### દાખલા ૪૮. ક.

(૧)

| | | | |
|---|---|---|---|
| ૧૧×૧= | ૧×૧૧= | ૧૧÷૧= | ૧૧÷૧૧= |
| ૧૧×૨= | ૨×૧૧= | ૨૨÷૨= | ૨૨÷૧૧= |
| ૧૧×૩= | ૩×૧૧= | ૩૩÷૩= | ૩૩÷૧૧= |
| એમ ૧૧×૧૦ સુધી કહો. | એમ ૧૦×૧૧ સુધી ગણો. | એમ ૧૧૦÷૧૦ સુધી. | એમ ૧૧૦÷૧૧ સુધી. |

(૨) ઉપલા દાખલામાંના પેહલા બે પાડા ઉતરતા તથા ચઢતા મોંઢે બોલી જાઓ.

(૩) ૧૧૦ માંથી ૧૧ બાદ કરો. (પેહલા દશ પછી એક બાદ કરે) જે જવાબ આવે તેમાંથી ૧૧ બાદ કરો એમ ૦ જવાબ આવે ત્યાં સુધી કરો.

(૪)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧× ૨ | ૧૧× ૭ | ૧૧× ૫ | ૧૧× ૧ | ૧૧× ૩ | ૧૧× ૮ |
| ૧૧×૧૦ | ૧૧× ૯ | ૧૧× ૨ | ૫×૧૧ | ૯×૧૧ | ૩×૧૧ |
| ૮×૧૧ | ૭×૧૧ | ૯×૧૧ | ૪×૧૧ | ૨×૧૧ | ૧×૧૧ |
| ૧૦×૧૧ | ૯× ૮ | ૭× ૭ | ૫× ૪ | ૬× ૮ | ૭× ૬ |

(૫)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૨÷૧૧ | ૩૬÷ ૯ | ૪૪÷૬ | ૪૨÷ ૬ | ૫૫÷૧૧ | ૪૪÷૧૧ |
| ૬૪÷ ૮ | ૫૫÷ ૫ | ૩૫÷૭ | ૬૬÷૧૧ | ૩૬÷ ૪ | ૮૮÷ ૮ |
| ૧૧÷૧૧ | ૩૩÷ ૩ | ૧૮÷૬ | ૫૦÷૧૦ | ૭૭÷૧૧ | ૯૯÷ ૯ |
| ૧૮÷ ૯ | ૧૧૦÷૧૦ | ૨૪÷૮ | ૧૧૦÷૧૧ | ૩૦÷ ૬ | ૨૨÷ ૨ |

(૬) નીચેના દાખલામાં ભાગાકાર શું આવશે ને બાકી શું રહેશે?

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨÷૧૧ | ૧૮÷૧૧ | ૬૦÷૧૧ | ૭૫÷૧૧ | ૧૪÷૧૧ | ૪૫÷૧૧ |
| ૫૦÷ ૯ | ૧૭÷ ૮ | ૧૩÷૧૧ | ૭૭÷૧૦ | ૭૭÷૧૧ | ૮૦÷૧૧ |
| ૨૦÷ ૬ | ૩૭÷૧૧ | ૪૦÷૧૧ | ૪૮÷ ૯ | ૪૯÷૧૧ | ૫૦÷ ૭ |
| ૨૨÷૧૧ | ૨૯÷૧૧ | ૩૨÷૧૧ | ૩૪÷૧૧ | ૩૮÷૧૧ | ૪૩÷૧૧ |
| ૪૫÷૧૧ | ૫૦÷૧૧ | ૫૩÷૧૧ | ૫૬÷૧૧ | ૬૪÷૧૧ | ૭૨÷ ૭ |
| ૮૫÷ ૯ | ૩૦÷૧૧ | ૧૪÷ ૩ | ૧૬÷ ૭ | ૨૧÷૧૧ | ૨૭÷ ૫ |

## દાખલા ૪૮. ખ.

(૧) એક ચીજની ૧૧ રૂપિયા કિમત પડે તો ૬ ચીજનું શું પડશે?

(૨) દર મહિને ૧૧ રૂપિયા ખર્ચ કરતાં એક માણસે ૪૪ રૂપિયા ખર્ચ કર્યો તો તે કેટલા મહિનામાં થયો હશે?

(૩) ૯૯ કેરી કેટલા માણસોમાં સરખે ભાગે વ્હેંચો તો દરેકને ૯ કેરી આવશે?

(૪) ૯૦ કેરીમાં કેટલી ઓછી હોય તો ૮ માણસને દરેકને ૧૧ કેરી આવશે?

(૫) એક મેવાવાળાએ પોતાની ટોપલીમાં સેબ હતાં તેનાં ૧૧ સરખા ઢગલા કર્યા. દરેક ઢગલામાં પાંચ સેબ હતાં ને બાકી ત્રણ સેબ રહ્યાં ત્યારે તેની પાસે સેબ કેટલાં ?

(૬) ૯૨ દોઢિયાં ૧૧ માણસોને સરખે ભાગે વ્હેંચતાં બાકી શું રહેશે ? દરેકને કેટલાં દોઢિયાં મળશે ? દરેકને બેઆની કેટલી મળશે ?

[સુચના :—આ પ્રમાણેના બીજા દાખલા બનાવી છોકરાઓને પુછવા. ]

## પાઠ ૪૯.

કોઇ પણ સંખ્યામાં મોંઢેથી બાર ઉમેરવા હોય તો શું કરશો ? (૧૦+૨). ૧૫૭ એમાં બાર ઉમેરો. (૧૫૭+૧૦=૧૬૭; ૧૬૭+૨=૧૬૯.)

બારમાં બાર ઉમેરો. જે જવાબ આવે તેમાં બાર ઉમેરો ત્યારે બધા મળી કેટલા બાર ઉમેરેલા કેહવાય ?

ત્રણ વખત બાર ઉમેરાય તો છત્રીસ થાય એમ અંકમાં ટુંકમાં લખો. ( ૧૨×૩=૩૬. )

૩૬ માં બાર ત્રણ વખત સમાય છે. હવે છત્રીસમાં બાર ઉમેરો, તો કેટલી વખત ૧૨ નો સરવાળો થયો કહવાય ? બાર કેટલી વખત લીધેલા કેહવાય ?

૧૨×૫=૬૦ ને એક આનાની બાર પૈ તો પાંચ આનાની કેટલી ?

૧૨×૬=૭૨ તો ૭૨ પૈના આના કેટલા થાય ?

જેમ આપણો રૂપિયો છે તેમ વેલાતમાં "શિલિંગ" કરી સિક્કો છે; એક શિલિંગના બાર ભાગ કરેલા હોય છે તેનું દરેકનું નામ "પેની." ( બહુવચન, "પેન્સ" ) હવે શિલિંગની બાર પેન્સ તો ૭૨ પેન્સની શિલિંગ કેટલી ?

૧૨×૨=૨૪ તો ૨૪ પૈના આના કેટલા ? ૨૭ પૈના આના કરો તો કેટલા આના ને કેટલી પૈ બાકી રહે ?

બાર ચીજ એટલે એક "દજન" ચીજ તો ૨૪ ચીજ તે કેટલા દજન ?

### દાખલા ૪૯. ક.

(૧)

| | |
|---|---|
| ૧૨+૧૨=૨૪ | ૧૨૦-૧૨=૧૦૮ |
| ૨૪+૧૨=૩૬ | ૧૦૮-૧૨= ૯૬ |

એમ ઉમેરતાં જવાબ ૧૨૦ સુધી.

એમ જવાબ ૦ આવે ત્યાં સુધી બાદ કરો.

(૨)

| | | | |
|---|---|---|---|
| ૧૨×૧=૧૨ | ૧×૧૨=૧૨ | ૧૨÷૧=૧૨ | ૧૨÷૧૨=૧ |
| ૧૨×૨=૨૪ | ૨×૧૨=૨૪ | ૨૪÷૨=૧૨ | ૨૪÷૧૨= |
| ૧૨×૩= | ૩×૧૨= | ૩૬÷૩= | ૩૬÷૧૨= |
| એમ ૧૨×૧૦ સુધી ગણો | એમ ૧૦×૧૨ સુધી. | એમ ૧૨૦÷૧૦ સુધી. | એમ ૧૨૦÷૧૨ સુધી. |

(૩) બીજા દાખલામાંના પેહલા બે પાડા ઉતરતા ચઢતા બોલી જાઓ. એ દાખલામાંના ચારે પાડા ઘરથી જવાબ સાથે ઉતારી લાવજો.

(૪)

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨× ૨ | ૧૧× ૫ | ૧૨× ૭ | ૮× ૮ | ૧૨× ૫ | ૧૧× ૩ | ૧૦× ૪ |
| ૭× ૬ | ૧૨× ૬ | ૧૧× ૩ | ૧૨× ૯ | ૧૨× ૮ | ૯× ૫ | ૧૨× ૪ |
| ૧૨×૧૦ | ૬×૧૧ | ૭×૧૨ | ૯×૧૧ | ૯×૧૨ | ૧૦×૧૨ | ૧×૧૨ |
| ૫× ૬ | ૭× ૫ | ૪×૧૨ | ૫× ૯ | ૩×૧૨ | ૪× ૬ | ૧૧× ૯ |
| ૮×૧૨ | ૬×૧૨ | ૧૨× ૫ | ૧૧× ૭ | ૮× ૩ | ૬× ૯ | ૧૦×૧૨ |

(૫)

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨÷૩ | ૧૨÷૧૨ | ૩૬÷૬ | ૩૬÷૧૨ | ૩૬÷ ૯ | ૨૪÷૨૨ | ૩૩÷૩ |
| ૩૬÷૪ | ૩૬÷૩ | ૨૪÷૨ | ૨૪÷ ૬ | ૩૬÷ ૬ | ૪૮÷ ૪ | ૩૨÷૮ |
| ૪૮÷૧૨ | ૪૮÷૬ | ૩૬÷ ૯ | ૪૮÷ ૮ | ૬૦÷ ૫ | ૪૮÷ ૪ | ૬૦÷૬ |
| ૬૦÷૧૦ | ૭૨÷૬ | ૮૪÷૧૨ | ૬૦÷૧૨ | ૭૨÷૧૨ | ૯૬÷ ૮ | ૮૪÷૬ |
| ૯૬÷૧૨ | ૨૮÷૭ | ૧૦૮÷૯ | ૩૫÷ ૫ | ૪૨÷ ૬ | ૪૯÷ ૭ | ૬÷૨ |
| ૧૦૮÷૧૨ | ૭૭÷૭ | ૯૯÷૯ | ૧૦૮÷ ૯ | ૧૨૦÷૧૨ | ૧૦૦÷૧૦ | ૧૨૦÷૧૦ |

(૬)

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨× ૨+ ૩ | ૧૨×૪+૪ | ૧૨×૫+૬ | ૧૨×૬+ ૭ | ૧૨×૮+૧૦ |
| ૧૧× ૫+ ૪ | ૧૨×૨+૬ | ૧૨×૩+૭ | ૧૨×૯+૧૦ | ૧૨×૨+૧૧ |
| ૧૨×૧૦+૧૧ | ૧૨×૭+૯ | ૧૨×૬+૯ | ૧૨×૧+ ૮ | ૧૧×૭+૧૦ |
| ૧૨× ૮+ ૧ | ૧૨×૨+૨ | ૧૨×૪+૮ | ૧૨×૬+૧૦ | ૧૨×૬+ ૭ |

( ૭ ) નીચેના દાખલામાં ભાગાકાર તથા શેષ ( એટલે બાકી રહે તે ) કહો.

૧૫÷૧૨ ૩૫÷૧૨ ૧૮÷૧૨ ૫૦÷૧૨ ૨૦÷૧૨ ૩૦÷૧૨ ૮૮÷ ૯
૯૯÷૧૨ ૧૦૦÷૧૧ ૧૧૦÷૧૨ ૮૭÷૧૨ ૮૫÷ ૯ ૧૦૧÷૧૨ ૧૫÷ ૪
૧૭÷૧૨ ૫૫÷૧૨ ૫૮÷૧૧ ૬૫÷૧૨ ૭૦÷૧૨ ૭૨÷૧૨ ૭૮÷૧૨
૮૮÷૧૦ ૯૦÷૧૨ ૯૧÷૧૦ ૯૫÷૧૨ ૯૮÷૧૧ ૧૦૫÷૧૨ ૧૦૯÷૧૨

( ૮ ) નીચેના દાખલામાં આપેલી આનાની પૈ તથા શિલિંગની પેન્સ કરો.

| આના. | પૈ. | શી. | પે. | આના. | પૈ. | શી. | પે. |
|---|---|---|---|---|---|---|---|
| ૬ = | | ૩ = | | ૯ = | | ૪ = | |
| ૮ = | | ૭ = | | ૧૦ = | | ૮ = | |
| ૯ = | | ૨ = | | ૩ = | | ૫ = | |

( ૯ ) નીચેના દાખલામાં આપેલી પૈના આના તથા પેન્સની શિલિંગ કરો.

| પૈ. | આના. | પેન્સ. | શિલિંગ. | પૈ. | આના. |
|---|---|---|---|---|---|
| ૨૪ = | | ૩૬ = | | ૬૦ = | |
| ૬૦ = | | ૮૪ = | | ૭૨ = | |
| ૧૦૮ = | | ૧૨૦ = | | ૪૮ = | |

( ૧૦ ) નીચેના દાખલામાં આપેલી પૈના આના કરો. જે આના આવે તે તથા બાકી પૈ રહે તે કહો.

૨૭ ૩૦ ૩૬ ૩૯ ૪૮ ૪૨ ૫૦ ૭૨ ૮૮ ૯૦ ૯૫
૧૫ ૨૮ ૪૦ ૪૪ ૫૪ ૪૭ ૫૭ ૮૦ ૯૬ ૯૯ ૧૦૨
૧૪ ૩૫ ૪૩ ૪૯ ૬૧ ૬૭ ૬૯ ૮૫ ૧૦૫ ૧૦૯ ૧૧૫

( ૧૧ ) નીચેના દાખલાના આના પૈ ની પૈ કરો.

| આના. | પૈ. | આના. | પૈ. | આના. | પૈ. | આના. | પૈ. |
|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૪ | ૩ | ૬ | ૪ | ૮ | ૫ | ૭ |
| ૧ | ૬ | ૬ | ૪ | ૧૦ | ૦ | ૧૧ | ૯ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૨ | ૧૧ | ૮ | ૦ |
| ૧૫ | ૫ | ૧૪ | ૧૧ | ૧૩ | ૧૦ | ૭ | ૯ |

## દાખલા ૪૯. ખ.

(૧) એક એક પટપટીઉં પૈ પૈએ મળે છે. તો બે આનાનાં કેટલાં પટપટીઆં આવશે ?

(૨) એક રૂપિયાની બાર ચોપડીઓ મળે તો ૬૦ ચોપડીઓનું શું પડશે ?

(૩) એકેક માણસને બાર બોર આપશો તો ૧૦૮ બોર કેટલાં માણસને આપી શકાશે ?

(૪) અકેક હારમાં ૧૨ છોકરા ઉભા રહે તો ૯૬ છોકરાઓની કેટલી હાર થશે ?

(૫) ચોપડીનાં અકેક પાનાંપર ૧૨ લીટી છે. એક છોકરાએ ૭૨ લીટી લખી તો તેણે કેટલાં પાનાં લખ્યાં ?

(૬) ૯૯ ચીજ બાર માણસોમાં સરખે ભાગે વ્હેંચતા બાકી કેટલી ચીજ રહી જશે ?

(૭) સાત પૈની એક નારંગી તો ૧૨ નારંગીનું શું ? તેના આના કેટલા પડશે ?

(૮) અકેક માણસને નવ પૈ મળે તો બાર માણસને બધા મળી કેટલા આના મળ્યા હશે ?

(૯) બે આનાની પૈ ૧૨ માણસોને સરખે ભાગે આપતાં દરેક માણસને કેટલી પૈ મળશે ?

(૧૦) ૯૯ ચીજ ૮ માણસોને આપતાં દરેકને શું મળશે ને બાકી શું રહેશે ?

(૧૧) એક માણસ પાસે પંદર આના હતા. તેમાંથી સાત આના તેણે ખર્ચ્યા; બાકીનાની પૈ કરાવી બાર ભીખારીઓને સરખે ભાગે વ્હેંચી આપી તો દરેક ભીખારીને શું મળ્યું ?

(૧૨) મુંબઈથી ઉપડેલી આગગાડી આઠ કલાકે સંજાણ જઈ પહોંચે છે. ગાડી દર કલાકે બાર માઇલ ચાલે તો મુંબઈથી સંજાણ કેટલું દૂર હશે ?

(સુચનાઃ—૧૨ વડેના ગુણાકાર ભાગાકાર ઉપલા વર્ગોમાં બહુ અગત્યના થઈ પડે છે. માટે બીજા ઘણા મોંઢના દાખલાઓ બનાવી વર્ગમાં શિક્ષકે કરવા ઠીક પડશે.)

## પાઠ ૫૦.

૨૫ માં ૧૩ ઉમેરો. કોઇ પણ સંખ્યામાં મોંઢેથી ૧૩ કેમ ઉમેરશો? ( ૧૦ પછી ૩. )

કોઇ પણ સંખ્યામાં ૧૩ મોંઢે બાદ કેમ કરશો? ( –૧૦–૩. )

૧૩×૫=૬૫ એનો અર્થ સમજાવો? એ પરથી તમે કેટલા ભાગાકાર કહી શકશો?

૬૫ માં શું ઉમેરો તો ૭૩ થાય? ૭૩ ચીજ ૧૩ માણસોમાં વ્હેંચો તો દરેકને ભાગે કેટલી આવે ને બાકી વ્હેંચ્યા વગર શું રહે?

### દાખલા ૫૦. ક.

(૧)

| | |
|---|---|
| ૧૩+૧૩=૨૬ | ૧૩૦–૧૩=૧૧૭ |
| ૨૬+૧૩=૩૯ | ૧૧૭–૧૩=૧૦૪ |
| ૩૯+૧૩ | ૧૦૪–૧૩= |
| એમ જવાબ ૧૩૦ સુધી. | એમ જવાબ ૦ સુધી. |

(૨)

| | | | |
|---|---|---|---|
| ૧૩×૧=૧૩ | ૧×૧૩=૧૩ | ૧૩÷૧=૧૩ | ૧૩÷૧૩=૧ |
| ૧૩×૨=૨૬ | ૨×૧૩=૨૬ | ૨૬÷૨=૧૩ | ૨૬÷૧૩=૨ |
| ૧૩×૩ | ૩×૧૩= | ૩૯÷૩= | ૩૯÷૧૩= |
| એમ જવાબ ૧૩૦ સુધી. | એમ જવાબ ૧૩૦ સુધી. | એમ ૧૩૦÷૧૦ સુધી. | એમ ૧૩૦÷૧૩ સુધી. |

( ૩ ) પેહલા બે પાડા ચઢ ઉતર બોલવા તથા સઘળા જવાબ સાથે ચોપડીમાં લખવા.

( ૪ )

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૩× ૭ | ૧૨× ૫ | ૧૧× ૬ | ૧૩× ૩ | ૮× ૯ | ૫× ૭ | ૮× ૯ |
| ૧૨× ૮ | ૧૩× ૨ | ૧૧× ૯ | ૧૩× ૭ | ૧૩× ૯ | ૪× ૮ | ૧૩× ૫ |
| ૧૩× ૧ | ૫×૧૩ | ૭×૧૩ | ૯×૧૩ | ૨×૧૩ | ૪×૧૨ | ૫×૧૧ |
| ૪×૧૩ | ૧×૧૩ | ૧૩× ૭ | ૧૨× ૯ | ૧૧× ૮ | ૯× ૯ | ૧૦× ૬ |
| ૧૨× ૭ | ૧૧× ૯ | ૧૩× ૮ | ૧૨×૧૦ | ૮× ૬ | ૭× ૩ | ૪×૧૩ |

( ૫ )

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૯÷૧૩ | ૪૮÷૧૨ | ૫૫÷૧૧ | ૩૫÷૭ | ૪૮÷ ૬ | ૨૬÷૧૩ |
| ૬૫÷૧૩ | ૨૪÷ ૮ | ૭૮÷૧૩ | ૬૦÷૫ | ૯૧÷૧૩ | ૪૮÷ ૪ |
| ૫૨÷૧૩ | ૧૦૪÷૧૩ | ૫૨÷ ૪ | ૨૬÷૨ | ૧૧૭÷૧૩ | ૬૫÷ ૫ |
| ૭૦÷ ૭ | ૯૧÷ ૭ | ૧૧૭÷ ૯ | ૯૦÷૯ | ૧૨૦÷૧૦ | ૧૩૦÷૧૩ |
| ૩૬÷ ૬ | ૪૯÷ ૭ | ૬૩÷ ૭ | ૪૦÷૮ | ૬૩÷ ૯ | ૮૧÷ ૯ |

( ૬ )

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩×૨+૬ | ૧૩× ૬+ ૭ | ૧૩×૭+ ૯ | ૧૩×૮+૧૦ | ૧૩×૩+૬ |
| ૧૩×૪+૮ | ૧૩× ૯+૧૨ | ૧૩×૨+૧૦ | ૧૩×૫+૧૧ | ૧૩×૮+૬ |
| ૧૩×૯+૩ | ૧૩×૧૦+૧૦ | ૧૨×૩+ ૯ | ૧૧×૭+ ૫ | ૮×૯+૬ |

( ૭ ) નીચેના દાખલામાં ભાગાકાર તથા શેષ કહો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૫÷૧૩ | ૩૮÷૧૩ | ૬૦÷૧૩ | ૭૫÷૧૩ | ૯૨÷૧૩ | ૧૧૦÷૧૩ |
| ૩૦÷૧૩ | ૬૨÷૧૩ | ૮૫÷૧૩ | ૯૯÷૧૩ | ૧૧૨÷૧૩ | ૧૨૫÷૧૩ |
| ૧૨૯÷૧૩ | ૭૮÷૧૩ | ૮૮÷૧૩ | ૯૭÷૧૩ | ૮૫÷૧૨ | ૮૭÷૧૧ |
| ૫૪÷૧૦ | ૬૬÷૧૨ | ૭૭÷૧૨ | ૭૯÷ ૯ | ૧૧૧÷૧૩ | ૫૫÷૧૩ |

## દાખલા ૫૦. ખ.

( ૧ ) એક રૂપિયાની તેર કેરી તો આઠ રૂપિયાની કેટલી ?

( ૨ ) રોજ ૧૩ ગાઉ ચાલતાં ૧૦૪ ગાઉ કેટલા દિવસમાં પુરા થશે ?

( ૩ ) ૯૧ ચીજના કેટલા સરખા ઢગલા કરો તો દરેકમાં ૧૩ ચીજ આવશે ?

( ૪ ) ૭૦ રૂપિયા ૧૩ માણસોને આપતાં દરેકને શું મળશે ? બાકી શું રહેશે ?

[ સૂચનાઃ-આ જાતના બીજા દાખલા બનાવી શિક્ષકે પુછવા. ]

## પાઠ ૫૧.

કોઇ પણ સંખ્યામાં ૧૪ મોંઢેથી ઉમેરવા કે બાદ કરવા હોય તો શું કરશો ? ( ૧૦+૪ કે-૧૦-૪. ) ૧૫ માં ૧૪ ઉમેરો. ૩૬ માંથી ૧૪ બાદ કરો.

૧૪×૫=૭૦ તો પાંચ ચીજ કેટલી વખત લેતાં ૭૦ થાય? ૭૦ ચીજના પાંચ સરખા ભાગ કરો તો દરેક ભાગમાં શું આવે?

૭૭+૭ ચીજ ૧૪ માણસમાં વ્હેંચતાં દરેકને શું મળે?

## દાખલા ૫૧. ક.

(૧)

| | |
|---|---|
| ૧૪+૧૪=૨૮ | ૧૪૦–૧૪=૧૨૬ |
| ૨૮+૧૪= | ૧૨૬–૧૪= |
| એમ જવાબ ૧૪૦ સુધી. | જવાબ ૦ સુધી. |

(૨)

| | | | |
|---|---|---|---|
| ૧૪×૧=૧૪ | ૧×૧૪=૧૪ | ૧૪÷૧=૧૪ | ૧૪÷૧૪=૧ |
| ૧૪×૨=૨૮ | ૨×૧૪=૨૮ | ૨૮÷૨=૧૪ | ૨૮÷૧૪= |
| ૧૪×૩= | ૩×૧૪= | ૪૨÷૩= | ૪૨÷૧૪= |
| એમ ૧૪×૧૦ સુધી. | એમ ૧૦×૧૪ સુધી. | એમ ૧૪૦÷૧૦ સુધી. | એમ ૧૪૦÷૧૪ સુધી. |

(૩) બીજા દાખલાના પેહલા બે પાડા મોંઢે બોલો તથા ચારે પાડા ચોપડીમાં લખી લાવો.

(૪)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪× ૨ | ૧૪× ૫ | ૧૪× ૭ | ૧૪× ૬ | ૧૪× ૨ | ૧૪× ૪ |
| ૧૪× ૯ | ૧૪× ૩ | ૧૪× ૮ | ૧૨× ૫ | ૧૩× ૬ | ૧૩× ૮ |
| ૪×૧૪ | ૧૩× ૯ | ૬×૧૪ | ૮×૧૪ | ૧૩× ૫ | ૧૪×૧૦ |
| ૭×૧૪ | ૩×૧૪ | ૯×૧૪ | ૨×૧૪ | ૧૦×૧૪ | ૯×૧૪ |

(૫)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૮÷૧૪ | ૫૬÷૧૪ | ૧૪÷૧૪ | ૭૦÷૧૪ | ૯૮÷૧૪ | ૧૧૨÷૧૪ |
| ૧૪૦÷૧૪ | ૪૨÷૧૪ | ૧૨૬÷૧૪ | ૭૦÷ ૫ | ૫૬÷ ૪ | ૪૮÷ ૪ |
| ૬૫÷૧૩ | ૮૪÷૧૪ | ૯૮÷ ૭ | ૭૭÷ ૭ | ૯૧÷ ૭ | ૧૨૬÷ ૯ |
| ૬૦÷ ૫ | ૭૮÷૧૩ | ૧૦૪÷૧૩ | ૧૧૭÷ ૯ | ૧૨૬÷ ૯ | ૧૪૦÷૧૦ |

(૬)

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪×૩+૬ | ૧૪×૫+૧૦ | ૧૪×૮+૧૨ | ૧૪×૭+ ૮ | ૧૪×૪+ ૭ |
| ૧૪×૨+૨ | ૧૪×૬+ ૭ | ૧૪×૯+૧૩ | ૧૪×૧+ ૫ | ૧૪×૩+ ૮ |
| ૧૪×૪+૯ | ૧૪×૭+૧૧ | ૧૪×૫+૧૨ | ૧૪×૩+૧૦ | ૧૪×૬+૧૩ |

( ૭ ) નીચેના દાખલાઓમાં ભાગાકાર તથ શેષ કહો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮÷૧૪ | ૩૧÷૧૪ | ૪૫÷૧૪ | ૭૭÷૧૪ | ૧૦૮÷૧૪ | ૧૩૭÷૧૪ |
| ૬૦÷૧૪ | ૯૦÷૧૪ | ૭૫÷૧૪ | ૧૩૦÷૧૪ | ૧૨૦÷૧૪ | ૩૫÷૧૪ |
| ૫૦÷૧૪ | ૬૫÷૧૪ | ૯૯÷૧૪ | ૯૧÷૧૪ | ૮૪÷૧૪ | ૮૦÷૧૪ |
| ૬૨÷૧૨ | ૭૫÷૧૩ | ૧૦૦÷૧૧ | ૧૦૫÷૧૪ | ૧૧૦÷૧૨ | ૮÷ ૯ |

## દાખલા ૫૧ ખ.

( ૧ ) ૯૮ ચીજ ૧૪ માણસોને સરખે ભાગે આપો તો દરેકને શું મળશે ?

( ૨ ) એક ઝાડની આઠ ડાળી, દરેક ડાળીપર ૧૪ પક્ષિ તો બધાં મળી પક્ષિ કેટલાં ?

( ૩ ) ૧૧૨ ચીજના કેટલા સરખા ભાગ કરો તો દરેકમાં ૧૪ ચીજ આવે ?

( ૪ ) ચાર માણસોને દરેકને ૧૪ દોઢિયાં આપવા બધાં મળી કેટલાં દોઢિયાં જોઇશે ? એ બધાં દોઢિયાના બેઆની કેટલી ?

( ૫ ) આઠ વખત સાત ચીજ લે કેટલી વખત ૧૪ ચીજ જેટલી થાય ?

( ૬ ) ૧૦૦ રૂપિયાના ૧૪ સરખા ભાગ કરો તો દરેક ભાગમાં શું આવશે ? બાકી શું ?

## પાઠ ૫૨.

કોઇ પણ સંખ્યામાં મોઢેથી ૧૫ ઉમેરવા કે બાદ કરવા હોય તો કેમ કરશો ? ( +૧૦+૫; –૧૦–૫. ) ૭૮ માં ૧૫ ઉમેરો. ૧૨૭ માંથી ૧૫ બાદ કરો.

૧૫×૬=૯૦ એટલે શું તે સમજાવો. એ પરથી બે ભાગાકાર શું થઇ શકે ?

ત્રણ ચીજ કેટલી વખત લો તો ૧૫ ? પાંચ ચીજ કેટલી વખત ? ૭ વખત પાંચ ચીજ લો તો કેટલી વખત ૧૫ ચીજ બરાબર થાય ?

## દાખલા ૫૨. ક.

( ૧ )

| | |
|---|---|
| ૧૫+૧૫=૩૦ | ૧૫૦–૧૫=૧૩૫ |
| ૩૦+૧૫= | ૧૩૫–૧૫= |
| એમ જવાબ ૧૫૦ સુધી. | એમ જવાબ ૦ સુધી. |

(૨)

| | | | |
|---|---|---|---|
| ૧૫×૧=૧૫ | ૧×૧૫=૧૫ | ૧૫÷૧=૧૫ | ૧૫÷૧૫=૧ |
| ૧૫×૨=૩૦ | ૨×૧૫= | ૩૦÷૨= | ૩૦÷૧૫= |
| એમ ૧૫×૧૦ સુધી. | એમ ૧૦×૧૫ સુધી. | એમ ૧૫૦÷ ૧૦ સુધી. | એમ ૧૫૦÷ ૧૫ સુધી. |

(૩) પેહલા બે પાડા મોંઢે ચઢ ઉતર બોલો તથા સઘળા પાડા લખી લાવો.

(૪)

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૫× ૬ | ૧૪× ૫ | ૧૫×૭ | ૧૪× ૮ | ૧૫× ૪ | ૧૩× ૭ | ૧૨× ૫ |
| ૧૫× ૨ | ૧૫× ૭ | ૧૧×૩ | ૧૫× ૪ | ૧૨× ૬ | ૧૫× ૩ | ૧૩× ૮ |
| ૩×૧૫ | ૬×૧૫ | ૧૫×૮ | ૫×૧૫ | ૭×૧૫ | ૯×૧૫ | ૨×૧૫ |
| ૧×૧૫ | ૧૦×૧૫ | ૧૫×૫ | ૧૫× ૯ | ૧૪× ૩ | ૧૫× ૪ | ૧૨× ૯ |

(૫)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૦÷૧૫ | ૭૫÷૧૫ | ૧૦૫÷૧૫ | ૪૫÷૧૫ | ૧૩૫÷૧૫ | ૯૦÷૧૫ |
| ૧૫÷૧૫ | ૧૫૦÷૧૦ | ૬૦÷૧૫ | ૨૮÷૧૪ | ૧૨૬÷૧૪ | ૧૫૦÷૧૫ |

(૬)

| | | | | |
|---|---|---|---|---|
| ૧૫×૫+ ૬ | ૧૫×૮+૧૦ | ૧૫×૩+ ૯ | ૧૫×૬+૧૨ | ૧૫×૯+૧૩ |
| ૧૫×૨+૧૪ | ૧૫×૭+૧૨ | ૧૫×૪+૧૦ | ૧૫×૨+ ૩ | ૧૫×૧+૧૨ |

(૭) નીચેના દાખલામાં ભાગાકાર તથા શેષ કહો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૫÷૧૫ | ૬૯÷૧૫ | ૫૭÷૧૫ | ૬૮÷૧૫ | ૧૦૦÷૧૫ | ૧૦૪÷૧૫ |
| ૨૫÷૧૫ | ૪૦÷૧૫ | ૧૨૦÷૧૫ | ૧૩૩÷૧૫ | ૧૧૦÷૧૫ | ૯૫÷૧૫ |
| ૪૨÷૧૫ | ૫૭÷૧૫ | ૬૮÷૧૫ | ૯૭÷૧૫ | ૧૨૫÷૧૫ | ૧૬૦÷૧૫ |

## દાખલા ૫૨. ખ.

(૧) એક રૂપિયે ૧૫ વાર કપડું મળે છે તો ૭ રૂપિયાનું કેટલું આવશે ?

(૨) ૧૩૫ સીપાઇઓને પંદર પંદરની હારમાં ઉભા રાખતાં કેટલી હાર થશે ?

(૩) પાંચ પાંચ ચીજ ૭ વખત લો. તે સઘળાની કેટલી સરખી ઢગલી કરો તો દરેમાં પંદર આવશે ?

( ૪ ) ૮૨ ભીખારીને દરેકને પંદર પૈ આપો તો બધા મળીને કેટલા આના ખર્ચ થયો ?

( ૫ ) "સોવરેન" કરી સોનાનો સિક્કો છે તેની કિંમત ૧૫ રૂપિયા થાય છે તો ૪ સોવરેનના કેટલા રૂપિયા આવશે ?

[ સુચના :—આ જાતના બીજા દાખલા શિક્ષકે બનાવી વર્ગમાં પુછવા. ]

## પાઠ ૫૩.

કોઇ પણ સંખ્યામાં મોઢેથી ૧૬ ઉમેરવા કે બાદ કરવા હોય તો શું કરશો ?

૫૮ માં ૧૬ ઉમેરો. ( ૫૮+૧૦=૬૮, ૬૮+૬=૭૪. ) ૧૫૭ માંથી ૧૬ બાદ કરો. ( –૧૦–૬. )

૧૬×૬=૯૬. તો હવે એક રૂપિયાના ૧૬ આના છે તો ૭ રૂપિયાના કેટલા આના ?

૧૬×૪=૬૪ તો ૬૪ આનાના રૂપિયા કેટલા ? ૬૪ આનાના પાવલા કેટલા ?

૭૦ આનામાંથી કેટલા રૂપિયા આવે ને કેટલા આના રહે ?

૧૬×૨=૩૨ તો ૨ રૂપિયાના આના કેટલા ? ૨ રૂપિયા ૪ આનાના આના કેટલા ?

### દાખલા ૫૩. ક.

( ૧ )

| | |
|---|---|
| ૧૬+૧૬=૩૨ | ૧૬૦–૧૬=૧૪૪ |
| ૩૨+૧૬= | ૧૪૪–૧૬= |
| જવાબ ૧૬૦ સુધી. | જવાબ ૦ સુધી. |

( ૨ )

| | | | |
|---|---|---|---|
| ૧૬×૧=૧૬ | ૧×૧૬=૧૬ | ૧૬÷૧=૧૬ | ૧૬÷૧૬=૧ |
| ૧૬×૨=૩૨ | ૨×૧૬=૩૨ | ૩૨÷૨=૧૬ | ૩૨÷૧૬=૨ |
| ૧૬×૩= | ૩×૧૬= | ૪૮÷૩= | ૪૮÷૧૬= |
| ૧૬×૧૦ સુધી. | ૧૦×૧૬ સુધી. | ૧૬૦÷૧૦ સુધી. | ૧૬૦÷૧૬ સુધી. |

( ૩ ) પેહલા બે પાડા મોઢે કરો તથા સઘળા પાડા ચોપડીમાં લખો.

(૪)

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૬× ૫ | ૧૫× ૪ | ૧૪× ૩ | ૧૬× ૬ | ૧૫× ૫ | ૧૪× ૭ | ૧૬× ૨ |
| ૧૧× ૯ | ૧૬× ૭ | ૧૨× ૮ | ૧૬× ૧ | ૧૬× ૯ | ૧૩× ૮ | ૧૪× ૫ |
| ૧૬× ૪ | ૨×૧૬ | ૧૬×૧૦ | ૧૬× ૮ | ૧૪× ૬ | ૧૬× ૩ | ૧૩× ૯ |
| ૨×૧૬ | ૫×૧૬ | ૭×૧૬ | ૩×૧૬ | ૯×૧૬ | ૪×૧૬ | ૮×૧૬ |

(૫)

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૮÷૧૬ | ૮૦÷૧૬ | ૩૦÷ ૨ | ૧૨૮÷૧૬ | ૪૫÷ ૯ | ૧૬૦÷૧૬ | ૫૦÷૧૦ |
| ૬૪÷૧૬ | ૧૧૨÷૧૬ | ૮૦÷ ૫ | ૧૪૪÷૧૬ | ૯૬÷૧૬ | ૯૮÷ ૭ | ૧૬÷૧૬ |
| ૩૨÷૧૬ | ૮૧÷ ૯ | ૭૦÷૧૪ | ૧૦૮÷૧૨ | ૮૦÷ ૫ | ૭૮÷૧૩ | ૧૧૨÷ ૭ |
| ૯૮÷ ૭ | ૬૪÷ ૪ | ૯૬÷૧૨ | ૯૬÷ ૬ | ૬૪÷ ૮ | ૬૪÷ ૪ | ૪૮÷ ૮ |
| ૪૮÷ ૪ | ૭૨÷ ૪ | ૭૨÷ ૮ | ૯૦÷ ૫ | ૮૦÷ ૮ | ૧૬૦÷૧૦ | ૧૨૦÷૧૨ |

(૬)

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬×૨+ ૮ | ૧૬×૬+ ૭ | ૧૬×૩+ ૯ | ૧૬× ૪+૧૫ | ૧૬×૭+ ૮ |
| ૧૬×૧+૧૫ | ૧૬×૮+૧૨ | ૧૬×૪+૧૧ | ૧૬× ૫+૧૪ | ૧૬×૨+૧૩ |
| ૧૬×૯+૧૪ | ૧૬×૧+ ૬ | ૧૬×૩+ ૭ | ૧૬× ૭+૧૦ | ૧૬×૪+૧૨ |
| ૧૬×૫+ ૮ | ૧૬×૯+ ૭ | ૧૬×૮+૧૩ | ૧૬×૧૦+૧૨ | ૧૬×૬+ ૯ |

(૭) નીતેના દાખલામાં ભાગાકાર તથા શેષ કહો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૦÷૧૬ | ૨૫÷૧૬ | ૩૫+૧૫ | ૫૨÷૧૬ | ૩૦÷ ૯ | ૧૭÷૧૬ |
| ૭૮÷૧૬ | ૯૩÷૧૬ | ૧૧૦÷૧૬ | ૧૨૫÷૧૬ | ૧૪૧÷૧૬ | ૧૫૩÷૧૬ |

(૮) નીચે જણાવેલા રૂપિયાના આના કરો.

| રૂ. | આ૦ | રૂ. | આ૦ | રૂ. | આ૦ | રૂ. | આ૦ | આ૦ | રૂ. | આ૦ | આ૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬= | | ૨= | | ૩= | | ૨ | ૬= | | ૭ | ૭= | |
| ૯= | | ૮= | | ૫= | | ૩ | ૪= | | ૯ | ૨= | |
| ૭= | | ૧૦= | | ૪= | | ૪ | ૫= | | ૧૦ | ૮= | |

(૯) નીચે જણાવેલી સંખ્યાઓ આના છે તેના રૂપિયા કરો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૮ | ૮૦ | ૧૧૨ | ૧૪૪ | ૩૨ | ૯૬ | ૧૨૮ | ૧૬૦ |
| ૬૪ | ૩૨ | ૫૦ | ૨૦ | ૨૪ | ૩૦ | ૩૫ | ૪૦ |
| ૪૪ | ૫૫ | ૬૨ | ૬૯ | ૭૩ | ૭૫ | ૮૩ | ૯૯ |
| ૧૧૫ | ૧૨૦ | ૧૩૦ | ૧૩૭ | ૧૪૦ | ૧૪૫ | ૧૫૦ | ૧૬૫ |

## દાખલા ૫૩. ખ.

(૧) એક મજુર રોજ ૭ આના કમાય છે તો ૧૬ મજુરો કેટલા આના કમાશે? તે સઘળા આનાના રૂપિયા કેટલા થશે?

(૨) રોજ ૧૬ દોઢિયાં ખર્ચે તો કેટલા દિવસમાં ૬૪ દોઢિયાં પુરાં થઇ જશે?

(૩) ૧૪૪ આફુસની કેરી ૧૬ માણુસોમાં સરખે ભાગે વ્હેંચી આપો તો દરેક માણુસને શું મળશે? જો દરેક કેરીની કિંમત એક આનો હોય તો એ સઘળી કેરીઓ પછવાડે શું ખર્ચ થશે?

(૪) ૧૨૪ કોડી છે. દર ૧૬ કોડીનો એકેક ઢગલો કરો તો બધા મળી કેટલા ઢગલા થાય? બાકી કેટલી કોડી રહે?

(૫) એક દશ રૂપિયાની નોટ વટાવી કેટલા માણુસોને સરખે ભાગે આપો તો દરેક માણુસને ૧૬ આના મળે?

(૬) એક માણુસે ૩ રૂપિયા ૧૨ આના પોતાના ચાકરોમાં સરખે ભાગે આપ્યા; દરેક ચાકરને પાંચ આના મળ્યા ત્યારે બધા મળી કેટલા ચાકરો હશે?

(૭) એક ઠેકાણે ચાર ચાર નારંગીના ૧૨ ઢગલા છે. હવે એ સઘળી નારંગી એકઠી કરી સોલ સોલનો ઢગલો કરશો તો કેટલા ઢગલા થશે?

(૮) ૬ રૂ. ૪ આનાના આના કરી દશ માણુસોને સરખે ભાગે આપો તો દરેકને શું મળશે?

(૯) ૧૬ મજુર છે. દરેક મજુરને સાત આના આપવા છે તો બધા મળી કેટલા રૂપિયા જોઇશે?

(૧૦) ૧૫૫ ચીજના ૧૬ સરખા ભાગ કરતાં બાકી શું વધશે

(૧૧) ૯ રૂ. ૬ આનાના આના કરી કેટલા માણુસોમાં વ્હેંચશો તો દરેકને એક રૂપિયામાં એક આનો ઓછો મળશે?

(૧૨) ૮૯ દોઢિયાં છે. ઓછામાં ઓછાં કેટલા દોઢિયાં વધારે હોય તો ૧૬ માણુસને સરખે ભાગે વ્હેંચી શકાય?

## પાઠ ૫૪.

કોઇ પણ સંખ્યામાં ૧૭, ૧૮ અને ૧૯ મોંઢેથી કેમ ઉમેરવા કે બાદ કરવા તે કહો.

૧૨૫ એમાં ૧૭, ૧૮ અને ૧૯ ઉમેરો. ૨૫૭ એમાંથી ૧૭, ૧૮ અને ૧૯ બાદ કરો.

૧૭×૬=૧૦૨ એમાંથી ભાગાકાર કેટલા કરી શકશો?

## દાખલા ૫૪.

(૧)

| | | |
|---|---|---|
| ૧૭+૧૭=૩૪ | ૧૮+૧૮=૩૬ | ૧૯+૧૯=૩૮ |
| ૩૪+૧૭=૫૧ | ૩૬+૧૮=૫૪ | ૩૮+૧૯=૫૭ |
| જવાબ ૧૭૦ સુધી. | જવાબ ૧૮૦ સુધી. | જવાબ ૧૯૦ સુધી. |

(૨)

| | | |
|---|---|---|
| ૧૭૦–૧૭=૧૫૩ | ૧૮૦–૧૮=૧૬૨ | ૧૯૦–૧૯=૧૭૧ |
| ૧૫૩–૧૭=૧૩૬ | ૧૬૨–૧૮+૧૪૪ | ૧૭૧–૧૯=૧૫૨ |
| જવાબ ૦ સુધી. | જવાબ ૦ સુધી. | જવાબ ૦ સુધી. |

(૩)

| | | | |
|---|---|---|---|
| ૧૭× ૧=૧૭ | ૧×૧૭=૧૭ | ૧૭÷ ૧=૧૭ | ૧૭÷૧૭=૧ |
| ૧૭× ૨=૩૪ | ૨×૧૭=૩૪ | ૩૪÷ ૨=૧૭ | ૩૪÷૧૭=૨ |
| ૧૭×૧૦સુધી. | ૧૦×૧૭સુધી. | ૧૭૦÷૧૦સુધી. | ૧૭૦÷૧૭સુધી. |

(૪) દાખલા ત્રીજાના પેહલા બે પાડા ચઢ ઉતર મોંઢેથી બોલો, તથા સઘળા લખી લાવો.

(૫) દાખલા ત્રીજા પ્રમાણે ૧૮×૧ થી ૧૮×૧૦ સુધી તથા ૧૯×૧ થી ૧૯×૧૦ સુધી દરેકના ચાર પાડા લખો. તથા તેમાંથી પેહલા બબે મોંઢે કરો.

(૬)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૭×૫ | ૧૮× ૪ | ૧૯×૩ | ૧૭× ૨ | ૧૮×૧ | ૧૯× ૨ |
| ૧૯×૪ | ૧૭× ૬ | ૧૮×૫ | ૧૯× ૬ | ૧૭×૪ | ૧૭× ૮ |
| ૧૭×૯ | ૧૮× ૨ | ૧૭×૫ | ૧૭× ૮ | ૧૭×૭ | ૧૮× ૬ |
| ૧૯×૯ | ૧૮× ૮ | ૧૯×૮ | ૧૮×૧૦ | ૧૯×૭ | ૧૮× ૯ |
| ૧૮×૬ | ૧૯×૧૦ | ૧૮×૭ | ૧૭×૧૦ | ૧૮×૩ | ૧૮×૧૦ |

(૭)

૯૦÷૧૮· ૫૧+૧૭ ૩૬÷૧૮ ૫૭÷૧૯ ૧૦૮÷૧૮ ૬૮÷૧૭

૫૪÷૧૮ ૮૫÷૧૭ ૧૨૬÷૧૮ ૧૦૨÷૧૭ ૭૬÷૧૯ ૧૩૬÷૧૭

૧૭૧÷૧૯ ૧૫૩÷૧૭ ૯૫÷૧૯ ૧૪૪÷૧૮ ૩૪÷૧૭ ૧૧૯÷૧૭

૭૨÷૧૮ ૩૮÷૧૯ ૧૦૮÷૧૮ ૧૫૨÷૧૯ ૧૨૬÷૧૮ ૧૩૩÷૧૯

(૮)

૧૮×૫+૧૭ ૧૭×૪+૧૪ ૯×૩+૧૩ ૧૮×૨+૧૧ ૧૯× ૯+૧૨

૧૭×૭+૧૦ ૧૮×૮+૧૩ ૧૯×૬+૧૧ ૧૮×૯+૧૭ ૧૯×૧૦+૧૦

(૯) નીચેના દાખલામાં ભાગાકાર અને શેષ કહો.

૪૦÷૧૯ ૪૫+૧૭ ૬૨÷૧૮ ૭૦÷૧૯ ૮૫÷૧૮ ૧૨÷૧૯ ૧૪૦÷૧૮

## પાઠ ૫૫.

વીસ એટલે કેટલા દશક? બે દશક બે વખત લો તો કેટલા થાય? ત્યારે ૨૦×૨ શું?

૨×૧=૨ નો પાડો ૨×૧૦ સુધી બોલો ને તે પરથી ૨૦×૧ નો પાડો ૨૦×૧૦ સુધી જોડી બોલી દેખાડો. જો ૨×૫=૧૦ તો ૨ દશક પાંચ વખત તે કેટલા થયા?

આપણે ત્યાં સોનાનો સીકકો 'સોવરેન' કરી ચાલે છે, તેના રૂપિયા કેટલા?

હવે એજ 'સોવરેન' વેલાતમાં ચાલે છે તેના વીસ ન્હાના શિક્કા છે. તે દરેકનું નામ શિલિંગ. કેટલી શિલિંગનો એક 'સોવરેન'? એક શિલિંગની પેન્સ કેટલી?

૨૦×૫=૧૦૦ તો ૧૦૦ શિલિંગના સોવરેન કેટલા? ૫ સોવરેનને ૮ શિલિંગની શિલિંગ કેટલી?

## દાખલા ૫૫. ક.

(૧)

૨૦+૨૦=૪૦ ૨૦૦−૨૦=૧૮૦

૪૦+૨૦ ૧૮૦−૨૦=

જવાબ ૨૦૦ સુધી. જવાબ ૦ સુધી

(૨)

| | | | |
|---|---|---|---|
| ૨૦× ૧=૨૦ | ૧×૨૦=૨૦ | ૨૦÷ ૧=૨૦ | ૨૦÷૨૦= ૧ |
| ૨૦× ૨= | ૨×૨૦= | ૪૦÷ ૨= | ૪૦÷૨૦= |
| ૨૦×૧૦ સુધી. | ૧૦×૨૦ સુધી. | ૨૦૦÷૧૦ સુધી. | ૨૦૦÷૨૦ સુધી. |

(૩) બીજા દાખલાના પેહલા બે પાડા ચઢ ઉતર મોઢે બોલો. તથા ચારે લખી લાવો.

(૪)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૦× ૭ | ૨૦× ૯ | ૨૦× ૬ | ૨૦× ૪ | ૨૦× ૩ | ૨૦× ૫ |
| ૧૦× ૧ | ૨૦×૧૦ | ૨૦× ૮ | ૨૦× ૨ | ૭×૨૦ | ૯×૨૦ |
| ૫×૨૦ | ૮×૨૦ | ૩×૨૦ | ૧×૨૦ | ૬×૨૦ | ૪×૨૦ |

(૫)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૦÷૨૦ | ૮૦÷૨૦ | ૧૪૦÷૨૦ | ૧૮૦÷૨૦ | ૪૦÷૨૦ | ૧૦૦÷૨૦ |
| ૧૨૦÷૨૦ | ૧૬૦÷૨૦ | ૨૦૦÷૨૦ | ૨૦૦÷૧૦ | ૧૦૦÷ ૫ | ૬૦÷ ૩ |

(૬) નીચેની સંખ્યાના ભાગાકાર તથા શેષ કહો.

૨૭÷૨૦ ૩૫÷૨૦ ૪૩÷૨૦ ૫૭÷૨૦ ૬૯÷૨૦ ૭૭÷૨૦ ૮૬÷૨૦

૯૯÷૨૦ ૧૧૬÷૨૦ ૧૩૩÷૩૦ ૧૫૦÷૨૦ ૧૫૯÷૨૦ ૧૬૭÷૨૦ ૧૯૨÷૨૦

(૭) નીચેની શિલિંગના સોવરેન કરો.

૨૪ ૩૮ ૪૫ ૫૬ ૭૩ ૮૨ ૯૩ ૧૦૩ ૧૧૧ ૧૩૦.

(૮) નીચેના સોવરેન, શિલિંગની શિલિંગ કરો.

| સો. | શિ. | શિલિંગ. | સો. | શિ. | શિલિંગ. | સો. | શિ. | શિલિંગ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૫= | | ૯ | ૧= | | ૭ | ૧૨= | |
| ૪ | ૬= | | ૫ | ૩= | | ૮ | ૧૫= | |
| ૮ | ૧૦= | | ૬ | ૨= | | ૯ | ૧૯= | |

## દાખલા ૫૫ ખ.

(૧) એક આનાનાં વીસ કાગળ મળે તો આઠ આનાનાં કેટલાં ?

(૨) વીસ વીસ ચીજના ઢગલા કરતાં પાંચ ઢગલા થયા ને ૧૭ ચીજ બાકી રહી ત્યારે કેટલી ચીજ બધી મળી હશે ?

(૩) રૂ. ૨૦×૭ એટલે કેટલા રૂપિયા ? એ રૂપિયામાંથી દશ દશ રૂપિયાની નોટ લીધી હોય તો કેટલી લેવાશે ?

(૪) ૨૦×૫ એમાં કેટલા દસક સમાય છે ?

(૫) ૪ સોવરેનની શિલિંગ કરી ૧૦ માણસોને સરખે ભાગે આપો તો દરેકને શું મળશે ?

(૬) રોજ વીસ લીટી કવિતા મોંઢે થાય તો એક અઠવાડિયાંમાં કેટલી થાય ?

(૭) ૧૪૦ સીપાઇઓને કેટલી ટુકડીમાં ગોઠવો તો દરેકમાં વીસ ઉભા રહે ?

(૮) અધમણના ૨૦ શેર તો ૧૦૦ શેરના કેટલા અધમણ થાય ?

(૯) દશ દશ પેરના દશ ઢગલા છે એ સઘળાં પેરના વીસ વીસના ઢગલા કરો તો કેટલા થાય ?

(૧૦) ૧૪૫ રૂપિયા ૨૦ માણસમાં સરખે ભાગે વ્હેંચતાં દરેકને કેટલા રૂપિયા આવે ? બાકી શું રહે ?

(૧૧) ઉપલા દાખલામાં જે રૂપિયા રહ્યા તેના આના કેટલા આવે ? તે આના ૨૦ માણસોમાં વ્હેંચતાં દરેક માણસને શું આવે ?

(૧૨) ૪ સોવરેન ને ૧૦ શિલિંગ છે તે સઘળાની શિલિંગ કરી ૨૦ માણસોને સરખે ભાગે વ્હેંચો તો દરેકને કેટલી શિલિંગ મળશે ? બાકી કેટલી શિલિંગ રહેશે ? એ બાકી રહેલી શિલિંગની પેન્સ કરી એજ માણસોને વ્હેંચી આપો તો દરેકને કેટલી પેન્સ મળશે ?

**દાખલા ૫૫. ગ. ( પુનરાવર્તન. )**

(૧)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨×૬ | ૧૫× ૫ | ૧૬× ૭ | ૧૮× ૬ | ૧૯× ૩ | ૧૪× ૪ |
| ૧૩×૭ | ૧૮× ૮ | ૧૨× ૮ | ૧૫× ૭ | ૧૬× ૯ | ૧૨× ૮ |
| ૧૯×૩ | ૧૭× ૭ | ૧૯× ૭ | ૧૭× ૮ | ૧૯× ૯ | ૧૩× ૮ |
| ૧૨×૧ | ૧૯× ૮ | ૧૨× ૯ | ૨૦× ૫ | ૧૨× ૭ | ૧૪× ૭ |
| ૧૭×૫ | ૯×૧૯ | ૫×૧૩ | ૧૪× ૭ | ૭×૧૩ | ૩×૧૪ |
| ૧૨×૯ | ૮×૧૨ | ૧૭× ૫ | ૧૩× ૯ | ૧૭× ૬ | ૧૮× ૮ |
| ૧૫×૫ | ૧૬× ૯ | ૧૫× ૭ | ૧૬× ૯ | ૧૫× ૯ | ૯×૧૭ |
| ૧૭×૨ | ૫×૧૪ | ૭×૧૫ | ૯×૧૬ | ૧૦×૧૭ | ૨×૧૩ |
| ૧૩×૫ | ૧૩× ૯ | ૧૪× ૬ | ૯× ૫ | ૧૯× ૫ | ૧૩× ૯ |
| ૧૨×૬ | ૧૬× ૮ | ૯×૧૩ | ૮×૧૪ | ૯×૧૯ | ૧૦×૧૨ |
| ૧૩×૯ | ૧૨× ૩ | ૪×૧૪ | ૬×૧૬ | ૧૮× ૯ | ૧૭× ૭ |

( ૨ )

| | | | | |
|---|---|---|---|---|
| ૨૪÷ ૪ | ૩૨÷ ૮ | ૪૦÷૧૦ | ૪૮+ ૪ | ૫૨÷ ૪ |
| ૧૦૨÷૧૭ | ૫૭÷૧૯ | ૧૩૬÷ ૮ | ૯૫÷ ૫ | ૧૦૨÷ ૬ |
| ૫૧÷ ૩ | ૧૨૬÷૧૮ | ૮૫÷૧૭ | ૧૩૩÷૧૯ | ૧૮૦÷ ૯ |
| ૯૦÷૧૮ | ૫૭÷૧૯ | ૭૮÷૧૩ | ૧૦૮÷૧૨ | ૯૧÷૧૩ |
| ૮૦÷ ૫ | ૧૧૯÷ ૭ | ૧૬૨÷૧૮ | ૩૬÷ ૬ | ૩૬+૧૮ |
| ૭૬÷ ૪ | ૯૧÷૧૩ | ૧૩૬÷૧૭ | ૧૦૪÷ ૮ | ૧૭૦÷૧૦ |
| ૧૫૩÷૧૭ | ૩૬+ ૨ | ૧૦૮÷૧૬ | ૧૦૫÷ ૭ | ૧૩૫÷૧૫ |
| ૬૬÷૧૧ | ૭૨+ ૬ | ૯૬÷ ૬ | ૮૪÷૧૨ | ૯૬÷ ૮ |
| ૬૫÷ ૫ | ૭૮÷ ૬ | ૮૦÷ ૫ | ૧૧૪÷ ૬ | ૧૧૯÷૧૭ |
| ૧૪૪÷ ૮ | ૧૦૦÷ ૫ | ૮૦÷૨૦ | ૮૫÷ ૫ | ૧૧૨÷૧૪ |
| ૧૪૪÷ ૯ | ૧૨૮÷ ૮ | ૩૬÷૧૨ | ૧૩૩÷ ૭ | ૨૦૦÷૨૦ |
| ૧૩૦÷૧૩ | ૧૬૦÷૧૦ | ૧૦૦÷૧૦ | ૧૨૬÷૧૮ | ૧૨૦÷૧૫ |
| ૯૮÷ ૭ | ૧૦૪÷ ૮ | ૧૧૭÷૧૩ | ૨૬÷ ૨ | ૧૯૦÷૧૯ |

( ૩ )

૧૩×૭−૪+૫૯+૧૨+૧૬−૯−૬−૩

૧૯×૯−૨૦×૫+૪+૧૫+૬+૪−૨૦−૧૨−૮−૧૫+૬+૪

૧૬×૯−૧૦×૪+૬+૨૭+૧૩−૯−૮−૭−૬−૫−૧−૧૧−૧૦

૧૭×૮−૧૦૮÷૯−૨×૯૫−૪+૬−૭−૩−૫+૪−૨+૩

( ૪ ) નીચેની દરેક સંખ્યા કઇ કઇ બે સંખ્યાઓના ગુણાકારથી થાય છે તે કહો.

૨૨. ૨૪. ૨૮. ૩૩. ૨૬. ૫૧. ૩૬. ૪૪. ૪૮. ૧૩૫.

૩૦. ૩૨. ૪૫. ૩૪. ૫૪. ૩૮. ૬૦. ૧૦૮. ૧૦૪. ૧૪૪.

૧૬૦. ૯૦. ૭૬. ૫૭. ૧૦૮. ૧૪૦. ૧૨૬. ૧૭૧. ૧૫૨. ૧૫૦.

૧૨૮. ૬૮. ૧૧૯. ૮૫. ૧૭૦. ૭૭. ૧૦૨. ૯૯. ૨૦૦. ૧૦૦.

[ સુચના :—આ પ્રકરણમાં જે પ્રમાણે પાડા શિખવવાની રીત વાપરી છે તે પ્રમાણે ઘટિત જણાય ત્યારે શિક્ષકે ૨૦×૧ થી ૪૦×૧ સુધીના પાડા વિદ્યાર્થીને શિખવવા. ]

# પ્રકરણ ૧૩.

## (બે અંકી સંખ્યાના એક અંકી કે બે અંકી સંખ્યા વડે ગુણાકાર.)

### પાઠ ૫૬.

૬ ચીજ ચાર વખત લો તો કેટલી થાય? ૨૪ એકમ કે ૨૪ દશક?

બે દશક બે વખત લો તો શું થાય? પાંચ દશક ત્રણ વખત લો તો કેટલા દશક થાય? ૧૫ દશકમાં સો કેટલા?

૭ દશક સાત વખત લો તો જવાબ કેટલા દશક આવે?

પાંચ એકા પાંચનો પાડો બોલી જાઓ ને તે પરથી પાંચ દશક એક વખત લો તો શું આવે? પાંચ દશક બે વખત લો તો શુ આવે? એમ ૫ દશક ૧૦ વખત લો તો શું આવે તે શોધી કાઢો.

### દાખલા ૫૬.

(૧)

| | | | |
|---|---|---|---|
| ૨× ૧=૨ | ૨૦× ૧= | ૩× ૧=૩ | ૩૦× ૧= |
| ૨× ૨= | ૨૦× ૨= | ૩× ૨= | ૩૦× ૨= |
| ૨×૧૦ સુધી. | ૨૦×૧૦ સુધી. | ૩×૧૦ સુધી. | ૩૦×૧૦ સુધી. |
| ૪× ૧=૪ | ૪૦× ૧= | ૫× ૧=૫ | ૫૦× ૧= |
| ૪× ૨=૮ | ૪૦× ૨= | ૫× ૨= | ૫૦× ૨= |
| ૪×૧૦ સુધી. | ૪૦×૧૦ સુધી. | ૫×૧૦ સુધી. | ૫૦×૧૦ સુધી |

(૨) એજ પ્રમાણે ૬૦×૧ થી ૬૦×૧૦ સુધી, ૭૦× ૧ થી ૭૦×૧૦ સુધી, ૮૦×૧ થી ૮૦×૧૦ સુધી અને ૯૦×૧ થી ૯૦×૧૦ સુધીના પાડા બોલી જાઓ.

( ૩ )

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ દશક | ૩ | વખત= | દશક | | ૮ દશક | ૬ | વખત= | દશક |
| ૬ ,, | ૫ | ,, = | ,, | | ૫ ,, | ૭ | ,, = | ,, |
| ૭ ,, | ૪ | ,, = | ,, | | ૯ ,, | ૮ | ,, = | ,, |
| ૨ ,, | ૭ | ,, = | ,, | | ૪ ,, | ૯ | ,, = | ,, |

( ૪ )

| | | | | |
|---|---|---|---|---|
| ૨૦× ૫ | ૩૦× ૬ | ૪૦× ૩ | ૫૦× ૫ | ૬૦× ૭ |
| ૩૦× ૮ | ૮૦× ૭ | ૯૦× ૮ | ૬૦× ૮ | ૮૦× ૫ |
| ૧૦૦÷ ૫ | ૨૦૦÷૨૦ | ૩૦૦÷૬૦ | ૧૪૦૦÷૭૦ | ૮૦૦÷૨૦૦ |
| ૨૦૦÷ ૫ | ૨૮૦÷૪૦ | ૩૫૦÷૫૦ | ૩૬૦÷ ૯ | ૩૬૦÷ ૬ |
| ૭૦× ૨ | ૨૦× ૯ | ૯૦× ૯ | ૮૦× ૮ | ૧૫૦÷ ૫ |
| ૧૮૦÷૬૦ | ૫૪૦÷૬૦ | ૩૫૦÷ ૫ | | |

## પાઠ ૫૭.

એક માણસ રોજ ત્રણ દશક અને બે એકમ રૂપિયા કમાય છે, તો ત્રણ દિવસમાં તે શું કમાશે? ( ૩×૩=૯ દશક ને ૩×૨=૬ એકમ. )

૩૨×૪ એ ગુણાકારમાં કેટલાં દશક ને કેટલી એકમ કેટલી વખત લેવા કહ્યું છે?

| | દશક | એકમ |
|---|---|---|
| | ૩ | ૨ |
| ×૩= | ૯ | ૬ |

| | દશક | એકમ |
|---|---|---|
| | ૩ | ૭ |
| ×૪= | ૧૨ | ૨૮ |
| = | ૧૪ | ૮ |

૩૬×૪ નો ગુણાકાર એજ પ્રમાણે ખાના પાડી કરો. ૬ એકમ ૪ વખત લો તો શું આવશે? ૨૪ એકમમાં દશક કેટલા ૩ દશક ૪ વખત લો તો કેટલા દશક? ૧૨ દશક ને ચોવીસ એકમમાંથી મળેલા બે દશક મળી કેટલા દશક થયા? ૧૪ દશકમાં સો કેટલા? ત્યારે જવાબ શું?

૫૩×૮ એ ગુણાકાર ઉપર દેખાડયા પ્રમાણે ખાના પાડી કરી દેખાડો.

૬૫×૯ એ દાખલો મોંઢેથી બોલી કરી બતાવો.

૬૫
× ૯ [ બોલવામાં:-નવ પચાં પીસતાલીસ એ પાંચ,
—— વદી ચાર, નવે છગ ચોપન ને ચાર અઠાવન. ]
૫૮૫

ઉપલા દાખલામાં નવ પચાં પીસતાલીસ એમાં તમે એકમનો એકમે ગુણાકાર કર્યો કે દશકે? ૪૫ શું? ૪૫ માં દશક કેટલા? એ ૪ દશકનું શું કરશો? છ નવા ચોપન એમાં એકમનો એકમે ગુણાકાર છે કે? ૬×૯=૫૪ એ શું આવ્યા? ૫૪ માં ૪ કેમ ઉમેર્યા? જવાબ શું?

## દાખલા ૫૭ ક. ( મોંઢેના. )

( ૧ )

| | |
|---|---|
| ૪૦×૩+૪×૩= | એ પરથી ૪૪×૩= |
| ૩૦×૨+૬×૩= | ” ૩૬×૨= |
| ૫૦×૪+૫×૪= | ” ૫૫×૪= |
| ૩૦×૫+૭×૫= | ” ૩૭×૫= |
| ૨૦×૬+૯×૬= | ” ૨૯×૬= |
| ૩૦×૮+૭×૮= | ” ૩૭×૮= |
| ૨૦×૬+૨×૬= | ” ૨૨×૬= |
| ૪૦×૯+૯×૭= | ” ૪૯×૭= |
| ૩૦×૩+૬×૩= | ” ૩૬×૩= |
| ૫૦×૪+૭×૪= | ” ૫૭×૪= |

## દાખલા ૫૭. ખ. ( લખીત. )

( ૧ ) નીચેની સંખ્યાઓના ગુણાકાર કરો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૬×૨ | ૩૩×૩ | ૪૨×૨ | ૫૧×૪ | ૬૨×૩ | ૭૧×૪ | ૭૪×૨ |
| ૭૦×૪ | ૮૧×૫ | ૯૨×૪ | ૯૭×૧ | ૯૧×૫ | ૯૩×૩ | ૧૦૦×૪ |
| ૨૬×૭ | ૨૮×૮ | ૩૨×૯ | ૩૫×૮ | ૪૭×૯ | ૫૭×૬ | ૬૯×૮ |
| ૭૫×૮ | ૮૪×૯ | ૯૯×૯ | ૯૩×૮ | ૯૨×૭ | ૯૮×૭ | ૬૩×૬ |
| ૭૭×૭ | ૮૩×૫ | ૭૧×૯ | ૭૨×૬ | ૫૯×૯ | ૭૭×૭ | ૮૮×૮ |
| ૪૦×૬ | ૪૨×૯ | ૭૯×૭ | ૬૩×૮ | ૭૫×૯ | ૬૬×૬ | ૭૨×૭ |

૨૧

( ૨ )

| | | |
|---|---|---|
| ૨૮×૯+૩૫×૪ | ૪૫×૫+૨૮×૭ | ૫૩×૯+૨૮×૭ |
| ૨૭×૩+૫૩×૫ | ૫૭×૭−૪૩×૩ | ૬૭×૭+૪૨×૫ |
| ૩૫×૪+૨૮×૬ | ૬૩×૫−૪૭×૩ | ૫૩×૬+૨૮×૭ |
| ૫૩×૯+૪૨×૭ | ૭૭×૮−૫૫+૯ | ૬૩×૯+૪૨×૬ |
| ૯૨×૯+૮૩×૪ | ૮૫×૩+૮૭×૮ | ૮૮×૯+૭૨×૭ |
| ૫૩×૩+૬૫×૬+૭૭×૭ | ૨૫×૯+૪૬×૬+૫૩×૮ | |
| ૫૭×૭−૬૭×૯+૬૩×૮ | ૨૬×૯−૮૨×૫+૯૧×૯ | |
| ૨૨×૯−૩૫×૮+૪૨×૬ | ૨૭×૭+૩૭×૬−૨૩×૮ | |
| ૪૨×૭+૫૮×૬−૬૦×૫ | ૪૨×૩+૨૧×૯+૩૨×૩ | |
| ૬૫×૮−૭૨×૯+૮૩×૬ | ૭૨×૯−૭૨×૯+૮૨×૮ | |

( ૩ ) સાત ભાઇઓને દરેકને ૫૭ રૂપિયા વારસો મળ્યો તો આખો વારસો શું હશે ?

( ૪ ) નવ વખત ૮૯ લખી તેનો સરવાળો કર્યો હોય તો જવાબ શું આવશે તે ગુણાકાર વડે શોધી કાઢો.

( ૫ ) એક માણસને દર મહિને ૭૦ રૂપિયા ખર્ચ થાય છે, તો સાત મહિનાનો તેનો ખર્ચ શું હશે ?

( ૬ ) એક આગગાડી દર કલાકના ૪૫ માઇલની ઝડપે ચાલે છે તો આઠ કલાકમાં કેટલા માઇલ ચાલી શકશે ?

( ૭ ) બે છોકરાઓ દરેક પાસે ૬૭ કોડી છે. બીજા ત્રણ છોકરામાંના દરેક પાસે ૭૭ કોડીઓ છે. સઘળી કોડી એકઠી કરો તો કેટલી થાય ?

( ૮ ) એક માણસની એક વર્ષની આવક ૯૮૭ રૂપિયા છે. તેનો પહેલા ત્રણ મહિનાનો ખર્ચ દર મહિને ૫૩ રૂપિયા છે. બીજા ચાર મહિનાનો ખર્ચ દર મહિને ૪૮ રૂપિયા છે. તથા બાકીના પાંચ મહિના દર મહિને ૫૦ રૂપિયા ખર્ચ છે, ત્યારે વર્ષને છેડે તેની પાસે શું રહેશે ?

( ૯ ) એક ઇજનેર દર મહિને ૩૧૪ રૂપિયા કમાય છે. તેનો ખર્ચ દર મહિને રૂ. ૨૭૩ છે, તો નવ મહિનાને છેડે તેની પાસે કેટલા રૂપિયા બચ્યા હશે ?

(૧૦) એક આગગાડીમાં ૯ ડબ્બા જોડેલા છે. દરેક ડબ્બામાં ૬૮ માણુસો છે. ત્યારે આખી ગાડીમાં કેટલાં માણુસ બેઠાં હશે?

(૧૧) એક વર્ગમાં ૪૭ છોકરા છે. દરેક છોકરા પાસે આઠ ચોપડી છે. તો વર્ગમાં બધી મળી ચોપડી કેટલી હશે?

(૧૨) એક રૂપિયાનાં ૬૪ દોઢિયાં તો નવ રૂપિયાનાં કેટલાં?

(૧૩) સાત કોઠળી છે. દરેક કોઠળીમાં નવ રૂપિયાનાં દોઢિયાં છે. એકેક રૂપિયાનાં ૬૪ દોઢિયાં તો બધી કોઠળી મળી કેટલાં દોઢિયાં હશે?

(૧૪) એક કબાટનાં સાત ખાનાં છે. દરેક ખાનાંમાં ૬૫ ચોપડી છે, તો આખી કબાટમાં કેટલી ચોપડી હશે?

(૧૫) ૮૮×૯ અને ૯૩×૮ એ બે સંખ્યાઓમાં મોટી કઇ? અને કેટલી મોટી તે શોધી કાઢો.

## પાઠ ૫૮.

બે પાટ ને ત્રણ સળી ત્રણ વખત લો તો કેટલા પાટ ને કેટલી સળી થઇ?

બે શતક ને ત્રણ દશક ત્રણ વખત લો તો કેટલા શતક ને કેટલા દશક થયા?

ચાર દશક છ વખત લો તો કેટલા દશક થાય? ૨૪ દશકમાં શતક કેટલા?

૧ શતક ને ચાર દશક છ વખત લો તો છ શતક ને ચોવીસ દશક થાય તો તે બધા મળી કેટલા શતક ને કેટલા દશક કેહવાય?

ત્રણ શતક ને પાંચ દશક ત્રણ વખત લો તો જવાબ શું આવે?

બે શતક, ચાર દશક ને બે એકમ ચાર વખત લો તો શું આવે? આઠ શતક, ૧૬ દશક ને આઠ એકમ એટલે બધા મળી કેટલા શતક, દશક ને એકમ?

**૩૦૨×૨ અને ૩૫૬×૭ નો ગુણાકાર નીચે આપ્યો છે તે તપાસો.**

| | શતક | દશક | એકમ |
|---|---|---|---|
| | ૩ | ૦ | ૨ |
| × | | | ૨ |
| = | ૬ | ૦ | ૪ જવાબ. |

| | શતક | દશક | એકમ |
|---|---|---|---|
| | ૩ | ૫ | ૬ |
| × | | | ૭ |
| = | ૨૧ | ૩૫ | ૪૨ |
| = | ૨૧ | ૩૯ | ૨ |
| = | ૨૪ | ૯ | ૨ જવાબ. |

૩૫૬×૭ એ દાખલો બોલીને કરી સંભળાવો.

[સાત છંગ બેતાલીસીઓ બે વદી ૪, સાત પંચા પાંત્રીસ ને ચાર ઓગણચાળીસ વદી ત્રણ, સાત ત્રી એકવીસ ને ત્રણ ૨૪, જવાબ બે હજાર ચારસો બાણું.]

એ દાખલામાં બેતાળીસમાંથી વદી ૪ લીધી તે શું? તે વદી ૩૫ માં શા માટે ઉમેરી? ૩૯ ની વદી ૩ ક્યાં ઉમેરશો ને શા માટે?

ઉપર દેખાડ્યું છે તેમ ખાના પાડી ૭૦૩×૮ એ દાખલો કરી બતાવો.

## દાખલા ૫૮. (મોંઢેના.)

(૧)

| શતક | ને દશક | | |
|---|---|---|---|
| ૨ | ૩ | × | ૩ |
| ૪ | ૨ | × | ૫ |
| ૫ | ૦ | × | ૬ |
| ૬ | ૧ | × | ૯ |

| શતક | દશક | ને એકમ | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | × | ૨ |
| ૩ | ૪ | ૬ | × | ૩ |
| ૫ | ૦ | ૬ | × | ૪ |
| ૬ | ૦ | ૦ | × | ૭ |

## દાખલા ૫૮. (લખીત.)

(૧) નીચે આપેલા ગુણાકાર કરો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨૩×૩ | ૨૪૨×૪ | ૨૧૧×૫ | ૩૨૨×૪ | ૬૦૧×૫ | ૭૧૧×૮ |
| ૨૫૪×૪ | ૩૪૭×૬ | ૪૦૮×૭ | ૫૧૯×૩ | ૬૦૨×૨ | ૭૧૭×૯ |
| ૧૬૮×૫ | ૩૦૯×૪ | ૫૬૮×૮ | ૬૦૯×૭ | ૭૧૩×૩ | ૮૧૫×૮ |
| ૯૯૯×૯ | ૮૮૦×૮ | ૮૭૧×૪ | ૯૯૨×૬ | ૫૪૭×૭ | ૬૧૩×૯ |
| ૭૫૪×૪ | ૮૬૮×૯ | ૭૦૫×૭ | ૮૦૦×૯ | ૯૦૩×૩ | ૬૦૫×૯ |

૧૨૩×૪×૩ ૨૬૪×૪×૫.૧૨૮×૨×૩.૨૭૭×૫×૬.૩૧૧×૨×૭.૪૧૮×૩×૯

( ૨ )

| | | |
|---|---|---|
| ૧૧૨×૩− ૯૮×૪ | ૧૫×૭+૧૪૩×૮ | ૨૫૩×૯−૩૪૩×૪ |
| ૫૬૭×૮−૪૧૩×૫ | ૬૧૭×૯−૭૧૫×૫ | ૯૦૧×૩+૭૧૮×૯ |
| ૧૨૭×૯+૨૬૩×૭ | ૪૦૧×૮−૩૧૭×૭ | ૮૧૫×૮−૬૨૫×૭ |
| ૫૪૧×૭+૬૫૩×૮ | ૭૭૭×૯−૮૮૮×૬ | ૯૯૯×૯−૮૮૮×૮ |
| ૧૨૨×૩×૪×૫ | ૨૬૩×૨×૩×૪ | ૩૧૭×૩×૪×૫×૬ |

( ૩ )

ઉપરના પાઠમાં સમજાવ્યું છે તે પ્રમાણે શતક એકમના ખાના પાડી નીચેના દાખલા કરો.

૬૭૮×૭. ૫૦૯×૮. ૪૭૮×૫. ૬૭૦×૯.

( ૪ ) એક કામગાર ૪૯૮ મજુરો કામે લાગ્યાં છે. તેમને દરેકને મહિને નવ રૂપિયા મજુરી મળે છે, ત્યારે આખા મહિનાની સઘળી મળી શું મજુરી આપવી પડતી હશે ?

( ૫ ) એક ટાંકીમાં દર કલાકે ૧૬૪ ગેલન પાણી એક નળ વડે ભરાય છે, તો સાત કલાકમાં તે ટાંકીમાં કેટલું પાણી ભરાશે ?

( ૬ ) એક રૂપિયાની ૧૯૨ પૈ તો આઠ રૂપિયાની કેટલી ?

( ૭ ) એક પાઉંડની ૨૪૦ પેન્સ તો છ પાંઉડની પેન્સ કેટલી થશે ?

( ૮ ) એક પેટીમાં આઠ કોથળી છે. દરેક કોથળીમાં ૬૫૪ રૂપિયા છે. તો આખી પેટીમાં કેટલા રૂપિયા ?

( ૯ ) એક ચોપડીના ૧૫૪ પાના છે. દરેક પાને નવ નવ લીટી છે તો બધી મળી લીટી કેટલી ?

## પાઠ ૫૯.

પાંચ ચીજ બે વખત લો. બીજી પાંચ ચીજ દશ વખત લો. તો બધી મળી કેટલી વખત પાંચ ચીજ લીધેલી કહેવાય?

૫×૧૨ એને બદલે ૫×૨+૫×૧૦ લો તો જવાબ એકજ આવે કે જુદો ?

કોઇ પણ સંખ્યા પંદર વખત લેવી હોય તો તેને પહેલાં પાંચ વખત લો. પછી તેજ સંખ્યા ૧૦ વખત લો ને બંનેનો સરવાળો કરો તો તે સંખ્યા ૧૫ વખત લીધેલી થઇ કે નહીં તે ૬×૧૫. એ દાખલો લઇ શોધી કાઢો.

૧૭×૬ તે કેટલા? હવે ૭ ને ૬ વડે ગુણાકાર કરો ને તેમાં ૧૦ નો ૬ વડે ગુણાકાર કરી ઉમેરો તો જવાબ શું?

કોઈ પણ સંખ્યાને ૧૨ વડે ગુણવા હોય તો તે સંખ્યાને પેહલાં બે વડે ગુણી પછી તેજ સંખ્યાને ૧૦ વડે ગુણી બંને ગુણાકારનો સરવાળો કરશું તો તેજ જવાબ આવશે એમ ૮×૧૨ દાખલો લઇ સમજાવો.

૧૫ ને બારે ગુણવા છે. તમે તમારી સ્લેટપર ૧૫ તેની નીચે ૧૫ એમ બાર વખત લખી એ સઘળાનો સરવાળો; કરો. પછી ૧૫ ને ૨ વડે ગુણો ને ૧૫ ને ૧૦ વખત ગુણી એ બંને ગુણાકારનો સરવાળો કરો. જવાબ પેહલાંના જેટલોજ છે કે?

એક સંખ્યાને ૨૫ વડે ગુણવી છે તો પેહલાં તેને પાંચ વડે ગુણી પછી તેજ સંખ્યાને ૨૦ વડે ગુણો ને સરવાળો કરો તો જવાબ તેજ આવશે તે ૪×૨૫ ના દાખલાથી દેખાડો.

કોઈ સંખ્યાનો ૪૭ વડે ગુણાકાર કરવો હોય તો ક્યા બે ગુણાકાર કરી તેનો સરવાળો કરશો?

નીચે કરેલો દાખલો તપાસો. ૩૪×૨૪.

(૧) ૩૪×૨૪ =૩૪×૪+ ૩૪× ૨૦
=૧૩૬+ ૬૮૦=૮૧૬.

એજ પ્રમાણે ૩૪×૩૪ એ દાખલો કરી બતાવો.

(૨) નીચેનો દાખલો તપાસો.

```
 ૩૪
×૧૪
----
૪૭૬
```

(ચઉદ ચોક છપનીઓ ૭, વદી ૫, ૧૪ ત્રી બેતાળીસ ને પાંચ સુડતાળીસ.)

તમને ૨૦×૧ સુધી પાડા આવડે છે એટલે વીસની અંદરની સંખ્યાવડે ગુણાકાર કરવો હોય તો છુટા સરવાળાથી કરવાની જરૂર નથી.

૩૪×૧૪ એ દાખલો એકમ ને દશકના છુટા ગુણાકારની રીતે કરી બતાવો.

(૩) ૫૬×૩૭ અને ૨૩૬×૫૩ એ દાખલો નીચે ટુંકમાં કર્યો છે તે તપાસો.

```
  ૫૬                        ૨૩૬
 ×૩૭                        ×૫૩
 ----                      -----
 ૩૯૨  ... ( ૫૬× ૭ )         ૭૦૮     ...     ૨૩૬× ૩
૧૬૮૦  ...  +૫૬×૩૦ )       ૧૧૮૦૦    ...    +૨૩૬×૫૦
-----                     ------          --------
૨૦૭૨  ... =( ૫૬×૩૭ )      ૧૨૫૦૮    ...  =  ૨૩૬×૫૩
```

હવેથી આ જાતના ગુણાકારના દાખલા ઉપલી રીતેજ કરજો.

## દાખલા ૫૯. ક.

(૧)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫×૧૦ | ૧૭×૩૦ | ૮×૨૦ | ૯×૪૦ | ૧૭×૩૦ | ૧૯×૨૦ |
| ૨૦×૨૦ | ૫×૩૦ | ૧૬×૪૦ | ૨૫×૪૦ | ૨૭×૫૦ | ૩૭×૩૦ |
| ૩૪×૩૦ | ૩૫×૨૦ | ૩૭×૫૦ | ૪૦×૬૦ | ૫૦×૭૦ | ૧૦૦×૫૦ |
| ૧૨૫×૧૦ | ૨૦૦×૨૦ | ૩૦૦×૩૦ | ૪૦૦×૧૦ | ૫૦૦×૧૦ | ૬૦૦×૨૦ |

(૨) એક સંખ્યાને નીચે આપેલી દરેક સંખ્યાએ ગુણવી છે તો કયે એકમ ને કયા દશકે ગુણી તે ગુણાકારોનો સરવાળો કરવો, તે કહો ( નમુનો :–૧૫ વડે ગુણવા હોય તો તે સંખ્યાને પેહલાં ૫ વડે ગુણો. પછી તે સંખ્યાને ૧૦ વડે ગુણો. એ બેનો સરવાળો કરો. )

૨૬. ૩૭. ૪૮. ૫૯. ૬૧. ૬૫. ૭૫. ૭૮. ૯૧. ૯૯.
૧૨. ૨૫. ૪૨. ૬૫. ૭૭. ૯૮. ૮૨. ૮૭. ૧૯. ૯૦.

(૩) ૩૬×૨૫= ૩૬×૫+૩૬×૨૦. એ નમુના પ્રમાણે નીચે આપેલા દાખલા કહી બતાવો. જવાબ કાઢવાની જરૂર નથી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪×૨૮ | ૧૭×૩૭ | ૫૮×૪૩ | ૬૫×૩૨ | ૭૫×૫૫ | ૭૭×૨૯ |
| ૨૨×૩૪ | ૩૪×૨૫ | ૪૭×૨૮ | ૪૯×૨૩ | ૫૧×૨૬ | ૫૭×૬૯ |
| ૧૩૭×૨૮ | ૨૩૫×૩૯ | ૩૪૭×૨૬ | ૪૦૧×૨૦ | ૫૬૮×૬૭ | ૯૯૧×૯૨ |

(૪) ૧૫×૫+૧૫×૩૦= ૧૫×૩૫. એ નમુના પ્રમાણે નીચેના દાખલાઓ કહો.

| | |
|---|---|
| ૧૭×૭× ૧૭×૨૦= | ૨૫×૬+ ૨૫×૫૦= |
| ૩૩×૮+ ૩૩×૪૦= | ૪૯×૮+ ૪૯×૩૦= |
| ૬૭×૦+ ૬૭×૫૦= | ૪૫×૭+ ૪૫×૪૦= |
| ૯૮×૨+ ૯૮×૨૨= | ૫૦×૦+ ૫૦×૫૦= |
| ૪૫×૦+ ૪૫×૬૦= | ૭૩×૯+ ૭૩×૯૦= |
| ૧૨૫×૭+૧૨૫×૮૦= | ૨૨૩×૯+૨૨૩×૧૦= |
| ૩૬૭×૫+૩૬૭×૪૦= | ૫૭૮×૨+૫૯૮×૭૦= |

## દાખલા ૫૯. ખ. ( લખીત. )

( ૧ )

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૫×૩૦ | ૫૬×૬૦ | ૮૮×૯૦ | ૯૯×૭૦ | ૧૫×૫૦ | ૪૭×૮૦ |
| ૨૮×૧૪ | ૩૮×૧૫ | ૪૨×૧૧ | ૪૮×૧૩ | ૫૭×૧૨ | ૬૦×૧૯ |
| ૬૫×૨૭ | ૬૮×૧૯ | ૭૭×૧૬ | ૮૦×૨૦ | ૮૫×૧૮ | ૯૯×૧૯ |
| ૧૨૩×૧૨ | ૨૩૭×૧૫ | ૧૫૮×૧૭ | ૩૩૩×૧૧ | ૪૫૬×૧૭ | ૧૨૮×૧૯ |
| ૨૩૪×૧૬ | ૩૪૮×૧૪ | ૪૪૧×૧૮ | ૫૬૭×૧૩ | ૬૭૮×૧૨ | ૭૦૭×૧૮ |
| ૩૩૭×૯૦ | ૪૦૮×૮૦ | ૫૧૨×૬૦ | ૭૮૯×૭૦ | ૯૧૩×૫૦ | ૧૩૫×૪૦ |

( ૨ )

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૭×૨૫ | ૪૫×૨૯ | ૫૦×૩૧ | ૬૦×૩૫ | ૧૫×૪૧ | ૧૭×૪૩ |
| ૨૮×૩૯ | ૪૪×૪૫ | ૪૬×૩૯ | ૫૧×૪૨ | ૬૬×૫૦ | ૬૭×૫૭ |
| ૭૫×૫૩ | ૭૮×૪૭ | ૮૫×૪૨ | ૯૯×૪૮ | ૯૨×૪૩ | ૯૮×૫૮ |
| ૯૮×૭૨ | ૯૯×૯૭ | ૯૨×૯૯ | ૮૫×૯૩ | ૭૫×૮૮ | ૭૭×૯૭ |

( ૩ )

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૧૭×૪૦ | ૬૧૮×૬૦ | ૯૧૨×૯૦ | ૮૦૫×૭૦ | ૭૦૦×૮૦ | ૯૦૧×૪૦ |
| ૧૨૫×૩૨ | ૨૦૭×૩૯ | ૩૧૫×૪૧ | ૪૧૮×૪૫ | ૩૬૭×૫૧ | ૪૭૮×૨૭ |
| ૨૭૧×૪૫ | ૩૫૮×૭૮ | ૪૫૬×૮૮ | ૫૧૭×૫૩ | ૬૭૮×૭૫ | ૭૭૮×૭૦ |
| ૩૭૪×૯૨ | ૪૯૮×૮૯ | ૫૨૭×૭૭ | ૬૨૩×૮૧ | ૭૯૮×૯૯ | ૮૮૧×૭૧ |
| ૫૭૬×૭૯ | ૭૫૧×૬૩ | ૮૧૨×૮૧ | ૯૯૯×૯૯ | ૮૮૮×૮૮ | ૭૭૨×૭૯ |
| ૧૩૪×૯૫ | ૯૭૮×૩૯ | ૭૬૧×૫૩ | ૮૧૨×૬૩ | ૯૧૭×૭૪ | ૮૫૭×૮૧ |

૨૩૬×૫૪+૩૩૫×૬૫−૪૧૩×૪૭.    ૨૩૮×૯૮−૧૫૭×૫૫+૨૩૬×૬૯.

## દાખલા ૫૯. ગ. ( લખીત. )

( ૧ ) એક રૂપિયાના ૧૬ આના તો ૮૭૫ રૂપિયાના કેટલા આના થશે ?

( ૨ ) એક આનાની ૧૨ પૈ તો ૫૮૭ આનાની કેટલી પૈ થશે?

( ૩ ) ૧૭૮ રૂપિયાના આના કરો. જેટલા આના આવે તેની પૈ કરો.

( ૪ ) ઉપરના દાખલાની રીતે ૫૭ રૂપિયાની પૈ કરો.

( ૫ ) એક ફુટના ૧૨ ઈંચ થાય છે, એક વેર ૧૨૭ ફીટ લાંબું છે તો તે કેટલા ઈંચ લાંબું હશે ?

( ૬ ) એક પાઉંડની વીસ શિલિંગ થાય છે તો ૬૧૭ પાઉંડની કેટલી શિલિંગ ?

( ૭ ) એક શિલિંગની ૧૨ પેન્સ તો ૨૩૮ શિલિંગની કેટલી ?

( ૮ ) ૧૭૫ પાઉંડની શિલિંગ કરી તે શિલિંગની પેન્સ કરો.

( ૯ ) ૬૧ રૂપિયાના આના કરી તે આનાની પૈ કરો.

( ૧૦ ) એક મોટા વેપારીની રોજની આવક ૬૩ રૂપિયા છે તો ૩૬ દહાડામાં તેની આવક કેટલી ?

( ૧૧ ) એક વર્ષના દહાડા ૩૬૫ તો ૧૮ વર્ષના દિવસ કેટલા ?

( ૧૨ ) એક છોકરો આઠ વર્ષનો છે તો તેની ઉમ્મરના દિવસ કેટલા ?

( ૧૩ ) એક ખેપીઓ દરરોજ ૧૮ માઇલ ચાલે છે તો તે એક વર્ષમાં કેટલા માઇલ ચાલી રહેશે ?

( ૧૪ ) એક વર્ષમાં જો ૫૨ દિવસ છુટી મળે તો ૩૨ વર્ષમાં કેટલા દિવસ છુટી મળે

( ૧૫ ) એક મોહલ્લામાં ૧૨૩ ઘર છે. દરેક ઘરમાં ૪૨ માણસો વસે છે તો તે મોહલ્લાની વસ્તી શું હશે ?

( ૧૬ ) એક ઝાડની ૧૮ ડાળી છે તો એવી ૪૭ ઝાડની કેટલી ડાળી હશે ?

( ૧૭ ) એક વાડીમાં ૬૫ આંબા. છે. દરેક આંબાની ૨૬ ડાળી છે. દરેક ડાળીપર ૮૮ કેરી છે તો આખી વાડીમાં કેરી કેટલી હશે ?

( ૧૮ ) એક સંખ્યાને ૫ વડે ગુણતાં તેનો જવાબ ૧૨૫ આવે છે તો તે સંખ્યાને ૫૦ વડે ગુણતાં શું જવાબ આવશે ?

( ૧૯ ) એક સંખ્યાને ૯ વડે ગુણતાં જવાબ ૩૫૧ આવે છે તો તે સંખ્યાને ૯૦ વડે ગુણતાં શું જવાબ આવશે ?

( ૨૦ ) એક સંખ્યાને ૫ વડે ગુણતાં ૧૧૫ આવે છે ને ૬૦ વડે ગુણતાં જવાબ ૧૩૮૦ આવે છે, તો તે સંખ્યાને ૬૫ વડે ગુણતાં શું જવાબ આવશે ?

---

# પ્રકરણ ૧૪.

## (બે કે ત્રણ અંકી સંખ્યાનો એક કે બે અંકી સંખ્યા વડે ભાગાકાર.)

### પાઠ ૬૦.

બાર ૬? ૨૪ ચીજના બે સરખા ભાગ કરો તો દરેકમાં શું આવે?

બે (દશક) સળી ને ૪ ધન (એકમ) લો. તેના બે સરખા ભાગ કરો. પેહલાં દશકના બે સરખા ભાગ કરો. પછી એકમના સરખા ભાગ કરો. દરેક ભાગમાં શું આવ્યું?

ચાર દશક લો. તેના બે સરખા ભાગ કરો. દરેક ભાગમાં શું આવશે?

પાંચ દશક લો. તેના બે સરખા ભાગ કરો. દરેક ભાગમાં કેટલા દશક આવશે? બાકી કેટલા દશક રહ્યા? એ એક દશકને વટાવો તો એકમ કેટલા થાય?

હવે ૧૦ એકમને બે ભાગમાં વ્હેંચો તો દરેક ભાગમાં કેટલી એકમ?

ત્યારે ૫૦ ના બે સરખા ભાગ કરો તો દરેકમાં શું આવશે?

હવે પાંચ દશક (સળી) ને ૪ એકમ (ધન) લો. એના બે સરખા ભાગ કરવા છે. તો પેહેલા દશક વ્હેંચો. દરેક ભાગમાં કેટલા દશક આવ્યા? કેટલા દશક બાકી છે? એ બાકી એક દશકને વટાવો. તો કેટલા એકમ થાય? બીજા કેટલા એકમ આપેલા છે? ત્યારે હવે બધા મળી કેટલા એકમ વ્હેંચવાના છે? ૧૪ એકમ બે ભાગે આપો તો દરેક ભાગમાં શું આવે? ત્યારે ૫૪ ચીજના બે સરખા ભાગ કરો તો દરેકમાં શું આવશે?

**આ જાતના દાખલામાં પેહલાં એકમ વ્હેંચવા ઠીક પડશે કે પેહલાં દશક વ્હેંચવા? કારણ શું?**

ત્રણ દશક ને ૭ છે. એને ત્રણ સરખા ભાગમાં વ્હેંચો તો દરેક ભાગમાં શું આવશે?

સાત દશક ને બે એકમ ત્રણ સરખે ભાગે વ્હેંચો. સાત દશકના ત્રણ સરખા ભાગ કરો તો દરેક ભાગમાં કેટલા દશક મુકશો? બાકી કેટલા દશક? એ બાકી દશક વટાવી તેની એકમમાં આપેલી બે એકમ ઉમેરશો તો કેટલી એકમ થઇ? ૧૨ એકમના ત્રણ સરખા ભાગ કરો તો દરેકમાં કેટલી એકમ? ત્યારે ૭૨÷૩ એટલે કેટલા?

સાત દશકને પાંચ સરખા ભાગમાં વ્હેંચો તો દરેક ભાગમાં શું આવશે? તે માટે નીચે દાખલો લખ્યો છે તે તપાસી પુછેલા સવાલનો જવાબ આપો.

(૧)

૭૦÷૫

```
૫ ) ૭૦ ( ૧૪
    -૫
    ───
     ૨૦
    -૨૦
    ───
      ૦
```

આ દાખલામાં જે સંખ્યાને ભાગવાની છે તે ક્યાં લખી છે? જેટલા ભાગ કરવા છે તે રકમની કઇ બાજુએ છે? ભાગવાની સંખ્યાનાં ડાબા હાથપર વલાયો કાઢયો છે ત્યાં શું લખવાનું છે?

એ દાખલામાં પેહલાં સાત દશકના પાંચ ભાગ કરવા શું કર્યું છે તે કહો?

૭–૫=૨ એ ૨ શું, દશક કે એકમ? પછી ૨ જોડે ૦ મુકી ૨૦ કેમ કર્યા? એ વીસ એકમને પાંચે ભાગતાં શું જવાબ આવે? પેહલાં ૨૦ લખી તેમાંથી ૨૦ શા માટે બાદ કર્યા છે? જવાબ ૧ દશક ને ૪ આવ્યો તે ક્યાં લખો છો?

એ પ્રમાણે ૬૦÷૪ નો દાખલો કરી બતાવો.

નીચે ૯૬÷૮ એ દાખલો કર્યો છે તે તપાસો ને પુછેલા સવાલના જવાબ આપો.

(૨) ૯૬÷૮

```
૮ ) ૯૬ ( ૧૨
    ૮
   ───
    ૧૬
    ૧૬
```

આ દાખલામાં ભાગવાની સંખ્યા (ભાજ્ય) ક્યાં લખો છો? જે સંખ્યા વડે ભાગવાના તે સંખ્યા (ભાજક) ક્યાં લખો છો? જવાબ (ભાગાકાર) ક્યાં લખશો?

પેહલાં ૯ દશકના આઠ સરખા ભાગ કરતાં દરેક ભાગમાં શું દશક આવશે? એ એક દશક કયાં લખશો? ત્યારે હવે બાકી કેટલા દશક રહ્યા? એ એક દશક જોડે ઉપરથી ૬ લાવી નીચે લખ્યા તે શા માટે? ૧૬ એકમ કેમ થઇ?

૧૬ એકમના ૮ ભાગ કરતાં દરેક ભાગમાં શું આવશે? બાકી શું રહેશે? ત્યારે જવાબ શું?

**જે સંખ્યાના ભાગ કરીએ છીએ તે સંખ્યાનું નામ "ભાજ્ય"**

**જે સંખ્યા વડે ભાગ કરો છો તેનું નામ "ભાજક." ને જવાબ જે આવે તેનું નામ "ભાગાકાર."**

ઉપર દેખાડયા પ્રમાણે ૯૧÷૭ નો દાખલો કરી બતાવો તથા તે કરતાં કેમ બોલવુ તે શિક્ષક સમજાવે તેમ બોલો.

## દાખલા ૬૦. ક. (મોંઢેના.)

(૧)

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૪÷૬ | ૧૮÷૩ | ૨૭÷૯ | ૩૫÷૭ | ૪૨÷૬ | ૫૬÷૮ | ૬૩÷૭ |
| ૧૨÷૨ | ૫૦÷૨ | ૬૦÷૩ | ૯૦÷૨ | ૬૩÷૩ | ૮૮÷૮ | ૧૫÷૩ |
| ૨૭÷૯ | ૮૧÷૯ | ૧૮÷૨ | ૩૦÷૫ | ૩૬÷૪ | ૧૪÷૨ | ૧૮÷૩ |
| ૨૧÷૭ | ૩૩÷૩ | ૩૯÷૩ | ૪૨÷૨ | ૧૮÷૩ | ૨૪÷૮ | ૪૦÷૫ |
| ૫૬÷૮ | ૪૫÷૯ | ૮૧÷૯ | ૭૨÷૯ | ૮૦÷૮ | ૪૯÷૭ | ૬૩÷૯ |
| ૫૫÷૫ | ૪૫÷૫ | ૨૫÷૫ | ૧૪÷૭ | ૨૮÷૪ | ૩૨÷૮ | ૮૦÷૮ |

(૨)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮× | =૨૪ | ૭× | =૪૯ | ૩× | =૨૭ |
| ૯× | =૪૫ | ૧૨× | =૬૦ | ૯× | =૮૧ |
| ૫× | =૩૦ | ૧૪× | =૮૪ | ૮× | =૭૨ |
| ૨× | =૨૪ | ૭× | =૬૩ | ૫× | =૪૫ |

(૩)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬÷ | =૪ | ૨૦÷ | =૪ | ૫૫÷ | =૧૧ |
| ૧૨÷ | =૬ | ૨૭÷ | =૩ | ૩૬÷ | =૧૨ |
| ૧૫÷ | =૩ | ૮૧÷ | =૯ | ૪૫÷ | = ૫ |
| ૮૧÷ | =૯ | ૫૪÷ | =૬ | ૮૦÷ | =૨૦ |

(૪) એક રૂપિયાનાં દોઢિયાં આઠ માણસને વ્હેંચી આપો.

(૫) એક બળદને એક અઠવાડિયાંમાં ૮૪ પુળા ઘાસ જોઇએ છે. તે દરરોજ સરખે ભાગે ખાય તો દરરોજ કેટલા પુળા ખાતો હશે ?

(૬) એક માણસ દર અઠવાડિયે ૩૫ રૂપિયા કમાય છે, તો દરરોજ સરખે ભાગે કમાય તો રોજ શું કમાતો હશે ?

(૭) આઠને કેટલા વડે ગુણો તો ૭૨ આવશે ? એ શોધી કાઢવા ૭૨ ને ૮ વડે શું કરશો ? ગુણાકાર કે ભાગાકાર ?

## દાખલા ૬૦. ખ. ( લખીત. )

(૧)

| | | | | |
|---|---|---|---|---|
| ૪૮÷૨ | ૬૯÷૩ | ૮૪÷૪ | ૫૫÷૫ | ૬૬÷૨ |
| ૫૬÷૨ | ૫૭÷૩ | ૭૨÷૪ | ૯૮÷૭ | ૯૬÷૮ |
| ૮૧÷૯ | ૯૯÷૩ | ૮૧÷૩ | ૮૪+૭ | ૭૦÷૨ |
| ૫૬÷૨ | ૬૯÷૩ | ૬૦÷૪ | ૭૦÷૫ | ૬૦÷૬ |
| ૯૦÷૨ | ૯૬÷૩ | ૯૬÷૪ | ૯૬÷૮ | ૯૦÷૯ |
| ૭૦÷૫ | ૮૪÷૬ | ૮૪÷૭ | ૯૧÷૭ | ૯૦÷૫ |

## પાઠ ૬૧.

બે ( શતક ) પાટ લો, ચાર ( દશક ) સળી લો ને બે ધન લો. એ સઘળાના બે સરખા ભાગ કરો. તો તેમાં કેટલા શતક, કેટલા દશક ને કેટલા એકમ આવશે ? આખો જવાબ શું ?

૨૪૨÷૨ એમાં પેહલાં શતકને બે વડે ભાગશો કે દશક કે એકમને ?

ત્રણ શતક—પાટ, ત્રણ દશક—સળી ને ચાર ધન લો. એના બે સરખા ભાગ કરવા છે તો ત્રણ શતકના બે સરખા ભાગ કરતાં દરેકમાં કેટલા આખા શતક આવશે ? બાકી કેટલા શતક રહ્યા ? એ એક શતકને વટાવશો તો દશક—સળી કેટલી આવશે ? બીજી દશક—સળી આપેલી કેટલી છે ? ત્યારે બધી મળી દશક—સળી કેટલી ? ૧૩ દશકના બે સરખા ભાગ કરતાં દરેક ભાગમાં કેટલા આખા દશક આવે ? બાકી શું ? એક દશક વટાવતાં એકમ કેટલા આવે ? બધા મળી કેટલા એકમ થયા ? ૧૪ એકમને બે વડે ભાગતાં શું આવશે ?

જવાબમાં કેટલા શતક, કેટલા દશક ને કેટલા એકમ ?

નીચે કરેલા એજ દાખલાની રીત તપાસો. ને શું કર્યું છે તે સમજાવો.

( ૧ ) ૩૩૪÷૨.

| | |
|---|---|
| ૨ ) ૩૩૪ ( ૧૬૭ | એ દાખલામાં પેહલાં કઇ સંખ્યાનો ભાગકાર કરશું ? ૩ શતકને બે વડે ભાગતાં જવાબ કેટલા શતક ? બાકી કેટલા શતક ? ૧ શતકના દશક કેટલા ? તેમાં બીજા કેટલા દશક ઉમેરશો ? હવે કેટલા દશક થયા ? ૧૩ દશકને બે વડે ભાગતાં જવાબ કેટલા દશક ? બાકી શું ? ૧ દશકને વટાવતાં કેટલા એકમ ? બીજા કેટલા એકમ ઉમેરશો ? ૧૪ એકમ ને બે વડે ભાગો તો શું થાય ? જવાબ શું ? |
| ૨ | |
| —— | |
| ૧૩ | |
| ૧૨ | |
| —— | |
| ૧૪ | |
| ૧૪ | |
| —— | |
| ૦૦ | |

એજ પ્રમાણે ૫૩૨÷૨ એ દાખલો કરી સમજાવો.

ચાર શતક, બે દશક ને ચાર એકમ એના આઠ સરખા ભાગ કરવા છે. ચાર શતકના આઠ ભાગ કરો તો કેટલા આખા શતક આવશે ? ચાર શતક નથી વ્હેંચાતા તો શું કરશો ? ચાર શતકના દશક કેટલા ? ૪૦ દશક ને બીજા બે દશક મળી કેટલા દશક ? ૪૨ દશકને ૮ વડે ભાગો તો જવાબ શું ? બાકી કેટલા દશક ? બે દશક ને ચાર મળી કેટલા એકમ ? ૨૪ એકમને આઠે ભાગો તો શું આવશે ?

હવે એજ દાખલો નીચે કર્યો છે તે તપાસી જુઓ. ૪૨૪÷૮.

| | |
|---|---|
| ૮ ) ૪૨૪ ( ૫૩ | એ દાખલામાં ૪૨ ને ૮ વડે ભાગ્યા છે. તે ૪૨ શું છે ? પેહલાં ૪ નો ભાગાકાર કેમ નહીં કર્યો ? ૪૨ ને ૮ વડે ભાગતાં બાકી ૨ રહ્યા. એ ૨ શું છે, દશક કે એકમ ? |
| –૪૦ | |
| —— | |
| ૨૪ | |
| –૨૪ | એની જોડે ૪ લખ્યા તો એ ૨૪ શું છે એકમ કે દશક ? |
| —— | |
| ૦ | |

૮૦૧÷૯ એ દાખલો એજ પ્રમાણે કરી બતાવો ને તેની સમજ આપો.

